સરકાર પ્રાન્તિક સરકારને અથવા-યુરોપના કેટલાક દેશની માફક-પ્રાન્તિક સરકાર વડી સરકારને અમુક રકમ દર વર્ષે આપે છે. ખાતાંના વિભાગમાં જો કોઈ એક મ્હોટો નિયમ અનુસરવામાં આવતો હોય તો એ છે કે દેશસમસ્તના અસ્તિત્વ અને સલામતીને લગતી બધી બાબતો-લશ્કર અને નૌકાસૈન્ય, સીક્કા અને નોટનું ખાતું, પોસ્ટ અને તાર, મ્હોટી રેલ્વે અને નહેરો-વડી સરકારને હસ્તક રહે છે અને દેશના જુદા જુદા ભાગને નિકટ રીતે લગતી બધી બાબતો-જમીનનું મહેસુલ, ન્યાયની અદાલતો, કેળવણી અને તંદુરસ્તી, પોલીસ અને કેદખાનાં વગેરે-પ્રાન્તિક સરકારને સોંપવામાં આવે છે. આથી એમ સમજવાનું નથી કે પ્રાન્તિક ખાતાં ઉપર વડી સરકારનો કંઇ અધિકાર નથી કે સમસ્ત દેશનાં ખાતાં વિષે પ્રાન્તિક સરકારને કંઈ કરવાનું નથી. થોડા કે વધારે પ્રમાણમાં વડી સરકાર પ્રાંતોના વિકાસ માટે સામાન્ય સિદ્ધાન્તો આંકે છે અને પ્રાંતની સત્તા મ્હોટાં ખાતાંઓનો વહીવટ કરે છે. ઉપરાંત કેટલાં ખાતાંનો વહીવટ પ્રાન્તિક હોવા છતાં ત્હેની આવકનો અમુક ભાગ વડી સરકારને મળે છે, તેમ ત્હેના ખર્ચનો અમુક હીસ્સો તે આપે છે. જુદા જુદા દેશમાં અને જુદા પ્રાંતો વચ્ચે જે અનેકવિધ વ્યવસ્થાઓ હોય છે તે આપણે જોવાની જરૂર નથી.

ઉપરાંત કેટલીક સત્તાઓ વડી સરકાર પોતાનેજ હસ્તક રાખે છે. દાખલા તરીકે કર નાંખવાની અને લોનથી નાણાં મેળવવાની સત્તા કોઈવાર પ્રાંતોને નહિ પણ વડી સરકારનેજ હોય છે. કવચિત હિસાબ અને ત્રીજોરી ખાતું સંપૂર્ણ રીતે વડી સત્તાના હાથમાં હોય અને તેથી નાણાંની બધી બાબતોમાં પ્રાંતોને પરાધીન રહેવું પડે. પ્રાન્તિક સરકારનાં અંદાજપત્ર ઉપર વડી સરકાર થોડો કે વધારે અંકુશ અજમાવે અને ત્હેના ખર્ચ અને આવકના આંકડામાં જોઇતો ફેરફાર કરે. વધારામાં અનેક પ્રાંતને લગતી બાબતોમાં તેમજ બીજા દેશો સાથે સંબંધમાં સ્વાભાવિક રીતે વડી સરકારની સત્તા લગભગ સંપૂર્ણ હોય છે. આ અને આવી થોડી કે વધારે મર્યાદાઓ વચ્ચે પ્રાંતો ઘણા દેશોમાં રાજસત્તા ચલાવે છે અને આમ થોડું કે વધારે પ્રાન્તિક સ્વરાજ્ય ભોગવે છે.

## પ્રાન્તિક રાજતંત્રનો વિકાસ.

સામાન્ય સિદ્ધાન્ત વિશે આટલું લખ્યા પછી આપણે આપણા દેશ તરફ વળીશું, અને ઘણાને જાણીને આશ્ચર્ય લાગશે કે સને ૧૮૭૦ માં લૉર્ડ મેયોએ જવાબદાર પ્રાન્તિક સત્તાની વ્યવસ્થા કરી તે પહેલાં પ્રાંતો વડી સરકારના ફક્ત નોકરો જ હતા. દરમ્યાન હિન્દ પ્રાંતોમાં વહેંચાયેલો હતો અને ધારાસભાને બાદ કરતાં પ્રાન્તિક સત્તાનું સ્વરૂપ લગભગ હાલના જેવું જ હતું. પરન્તુ જે મહેસુલ પ્રાંતમાં ઉઘરાવવામાં આવતું અને જે બધો ખર્ચ થતો તે સર્વ વડી સરકારના હીસાબમાંજ લખાતું. જુદા જુદા પ્રાંતો પોતાને હસ્તક નાણાંનો હીસાબ રાખતાં પણ તે હિન્દી સરકારના એજન્ટ તરીકે જ. પ્રાંતના અધિકારીઓના હાથમાંથી લાખ્ખો અને કરોડો રૂપિયા પસાર થતા ત્હેમાંની એક પાઈ પ્રાંતની કહેવાતી નહિ અને તેથી પ્રાંતના ખર્ચ માટે જોઈતાં નાણાં પોતાની અમુક આવકમાંથી મેળવવાની જવાબદારી ત્હેમને શિર ન હતી. પરિણામે ખર્ચ ઉપર અંકુશ રાખવાની ત્હેમને કંઈ ફરજ રહેતી નહિ કારણકે તે ખર્ચ વડી સરકારને માથે પડતો; તેમ વધારે મહેસુલ ઉઘરાવવાની કંઈ લાલચ રહેતી નહિ, કારણ કે વધારાનું મહેસુલ પણ હિન્દી સરકારની ત્રીજોરીમાંજ જતું. બિનજવાબદાર વ્યક્તિ–પછી તે મનુષ્ય હોય કે રાજસત્તા–સ્વાભાવિક રીતે ખર્ચ કરવા આતુર રહે છે ત્યારે આવક વધારવાને ઘણીજ બેદરકાર બને છે.

જુદા જુદા પ્રાંતો કંપની સરકારના રાજ્ય નીચે આવ્યા ત્યાર પછી સન ૧૮૭૦–જ્યારે પ્રાન્તિક રાજનીતિમાં ઘણો સુધારો થયો—ત્યાં સુધીમાં ઘણા રાજકીય ફેરફાર થયા. ત્હેમાંનો મ્હોટો સુધારો સન ૧૮૫૮ માં થયો કે જ્યારે હિંદનું રાજ્ય બ્રિટિશ રાજસત્તાને હસ્તક થયું. આ માટે જે અનેક કાયદાઓ પાર્લામેન્ટ આગળ રજુ કરવામાં આવ્યા હતા ત્હેમાં મી. બ્રાઈટે ઘણો અગત્યનો ભાગ લીધો હતો. જે અનેક સૂચનાઓ તે રાજપુરૂષે કરી ત્હેમાંની એક એ હતી કે હિન્દ ઘણો જ વિશાલ દેશ હોવાથી ત્હેને માટે એક વડી સરકાર ન સ્થાપવી પણ જુદા જુદા પ્રાંતની સરકારને જ પોતાના પ્રદેશમાં

સર્વોપરિ સત્તા આપવી અને ત્હેમને બ્રિટિશ રાજતંત્રના સીધા અને નિકટ સંબંધમાં રાખવા. આ વિચાર કદાચિત અવ્યવહારિક છે; પરન્તુ ત્હેમાં સમાયેલો આન્તિક સ્વરાજ્યનો સિદ્ધાન્ત સ્પષ્ટ અને વ્યવહારિક હતો. છતાં તે તરફ વર્ષો સુધી કંઈ પણ લક્ષ આપવામાં આવ્યું નહિં;

સન ૧૮૫૭ ના બળવાનું શમન કરવામાં હિન્દની સરકારને ઘણો જ ભારે ખર્ચ થયો અને લશ્કરી ખાતામાં મ્હોટા સુધારા કરવાની જરૂર પડવાથી ત્હેનાં ખર્ચમાં હમેશને માટે મ્હોટો વધારો થયો. બીજી પાસ આવક પ્રમાણમાં ન વધી અને તેથી ૧૮૬૧–૬૨ માં સરકારના નાણાંખાતાને વધારે ને વધારે મુશ્કેલીઓ પડવા માંડી. કેળવણી તેમજ બીજા લોકોપયોગી કામમાં પૈસા ખર્ચવાનું સરકારે જે વચન લોકોને આપ્યું હતું તે પણ એ ગંભીર સ્થિતિમાં પાળી શકાય એવું ન હતું. આથી વધારે કર નાખવા પડશે એ સ્પષ્ટ થયું; પણ તે કેવી રીતે નાંખવા એજ પ્રશ્ન રહ્યો. મી. વીલસન—જેઓ તે વખતે નાણાં ખાતાના પ્રધાન હતા—ત્હેમને આ મુશ્કેલીના નિરાકરણ માટે પહેલી યોજના ઘડી અને સર્વ પ્રાન્તિક સરકારના તે વિષે અભિપ્રાય મંગાવ્યા. જુદા જુદા પ્રાંતને સ્થાનિક કર નાંખવાની સત્તા આપવી અને બીજી પાસ કેળવણી વગેરે કેટલાક ખાતાંનો થોડો ખર્ચ પ્રાંત ઉપર નાંખવો એ આ યોજનાનો સિદ્ધાન્ત હતો. કેટલાક પ્રાંતના અધિકારીઓએ સૂચવ્યું કે વધુ કરની બધી ઉપજ ચોક્કસ રીતે લોકોપયોગી ખર્ચ માટે વાપરવાનો નિશ્ચય સ્પષ્ટ રીતે જાહેર કરવામાં નહિ આવે તો આ વ્યવસ્થા લોકોને રૂચશે નહિ. આ સવાલ સન ૧૮૬૦–૭૦ સુધીના દશકામાં ચર્ચાયો અને પરિણામે જમીનના મેહેસુલ ઉપર નાંખવામાં આવેલો એક આનાનો કર લોકલ બૉર્ડને કેળવણી માટે હસ્તક કરવામાં આવ્યો. પરન્તુ આ શિવાય પ્રાન્તિક કારભારનો બધો ખર્ચ વડી સરકાર પાસેથી મળતી વાર્ષિક રકમમાંથી કરવામાં આવતો.

## લૉર્ડ મેયોનો સુધારો.

લગભગ દશ વર્ષ સુધી પ્રાન્તની સ્વતંત્ર જવાબદારીનો સવાલ ચર્ચાયા પછી લૉર્ડ મેયોએ સન ૧૮૭૦–૭૧ માં પહેલો સુધારો

કર્યો. પોલીસ, કેદખાનાં, દવાખાના, કેળવણી, રસ્તા, મકાનો, છાપખાનાં અને રજીસ્ટ્રેશન ખાતું—એટલાં ખાતાંના ખર્ચ માટે પ્રાન્તિક સરકારને જવાબદાર બનાવવામાં આવ્યાં અને તે માટે દર વર્ષે એક ચોક્કસ રકમ ત્હેમને આપવાનું ઠરાવ્યું. આ ખાતામાં કંઈ વધારે ખર્ચ કરવો હોય તો તે કાં તો પહેલાં બચાવેલાં નાણામાંથી અથવા નવા સ્થાનિક કરની ઉપજમાંથીજ થઈ શકે. જે ખાતાંઓ ઉપર પ્રાન્તિક રાજ્યને અધિકાર આપવામાં આવ્યો ત્હેમાં માહને રૂ. ૨૫૦ ) ના પગાર સુધી નવી નીમણુક કરવાની સત્તા ત્હેને સોંપવામાં આવી.

આ વ્યવસ્થા શરૂઆત તરીકે ગમે તેવી સારી હોય પણ હમેશના વહીવટમાં તો તે નભી શકે એવી ન હતી. ઉપર પ્રમાણે પ્રાન્તિક સરકારને ખર્ચના ખાતાં ઉપરજ સત્તા આપવામાં આવી પણ મહેસુલ મેળવવાના ખાતાં વડી સરકારના હાથ નીચે રહ્યાં. હવે બધા દેશમાં સરકારી ખાતાનું સ્વાભાવિક વલણ વધારે ખર્ચ તરફ હોય છે; અને આ બાબત ખાસ કરીને ત્યારે જણાઈ આવે છે કે જ્યારે ત્હેને વધારે મહેસુલ ત્રીજોરીમા ભેગું કરવાની જવાબદારી ન હોય. અલબત લૉર્ડ મેયોની વ્યવસ્થા પ્રમાણે વધારાનાં ખર્ચ ઉપર ઘણા અંકુશ હતા; છતાં વડી સરકાર પાસે જુદાં જુદાં આવશ્યક ખર્ચ માટે વધારે નાણાંની માગણી કરતા પ્રાન્તિક સરકારને અટકાવી શકાય એમ ન હતું. આથી બન્ને સરકાર વચ્ચે ઘણો પત્રવ્યવહાર થતો હતો અને ઘણી વાર ત્હેમા કટુતાના અંશો પણ મળતા હતા.

આ દોષ સુધારવામાટે લૉર્ડ લીટનને સન ૧૮૭૭–૭૯ મા પ્રાન્તિક વ્યવસ્થામાં ઘણા અગત્યના સુધારા કર્યા. તે અનુસાર કેટલાક વધારે ખાતાંનો ખર્ચ ત્હેમના ઉપર નાંખવામા આવ્યો અને ત્હેમને સામાન્ય વહીવટ, જમીનનું મહેસુલ, આબકારી, સ્ટેમ્પ અને ન્યાયખાતાના ખર્ચ ઉપર નાણાંસંબંધી સત્તા આપવામાં આવી. બીજી પાસ—અને આ સુધારો અતિશય મહત્વનો હતો—ન્યાય ખાતું, આબકારી, સ્ટેમ્પ અને ઈનકમટૅક્સ ની ઉપજ પણ ત્હેમને હસ્તક કરવામા આવી. આમ અમુક કર અને ખાતાંની ઉપજ પહેલીજ વાર પ્રાન્તિક સરકારને પોતાના ખર્ચ માટે સોંપવામાં આવી. પરન્તુ આ સુધારા પ્રમાણે

પ્રાન્તિક સરકાર પોતાને મળેલા મહેસુલની ઉપજમાથી પોતાના ઉપર ચઢાવવામા આવેલા બધા ખર્ચના નાણા મેળવી શકે એમ ન હતુ પરિણામે દર વર્ષે પ્રાન્તિક સરકારને વધારાની ચોક્કસ રકમ આપવાની વડી સરકારને જરૂર પડતી

વાચકોના જાણવામા હશે કે ખાતાનો આ વિભાગ પહેલા કરતા હાલ વધારે અ શે કરવામા આવેલો હોવા છતા પ્રાન્તિક આવક અને ખર્ચના આકડા વડી સરકારના હીસાબ તેમજ અ દાજપત્રમા દર્શાવવામા અ વે છે સન ૧૮૭૯ પહેલા થોડા ખર્ચના જ ખાતા પ્રાન્તિક સરકારને હસ્તક હતા એટલે હેની બહુ વિગતો આપવામા આવતી ન હતી, પણ હવે પછી પ્રાન્તિક આવક અને ખર્ચ વધારે ને વધારે વિગતમા વડી સરકારના હીસાબમા આપવામા આવતા

આપણે આગળ વધીએ તે પહેલા એક બાબત સ્પષ્ટ કરવાની અમને જરૂર લાગે છે લૉર્ડ મેયોએ પ્રાન્તિક સરકારને પોતાનો ખર્ચ અમુક ચોક્કસ રકમમાથી મેળવવાને જવાબદાર કર્યા ત્યારથી વર્ષને અ તે દરેક પ્રાતે બચાવેલા પૈસા હેની શીલીક તરીકે વડી સરકારના હીસાબમા જમે થતા વર્ષો જતા આ શીલીક અનેક કારણોથી વધે અને કોઈ પ્રસ ગે વર્ષની આવક ઉપરાત એ બચાવેલા નાણામાથી ખર્ચ કરવાની જરૂર પડે પરન્તુ આ ઉપર વડી સરકારના બે અ કુશો હોય છે—જે હાલ પણ કાયમજ છે પ્રથમ તો—સલામતીના સામાન્ય સિદ્ધાન્ત પ્રમાણે—અમુક ઓછામા ઓછી શીલીક અને તે ઉપરાત અણચીંત્યા ખર્ચ માટે વધારાના અમુક નાણા પ્રાન્તને ખાતે હમેશા રહેવાજ જોઈએ બીજુ અને વધારે આશ્ચર્ય ઉપજાવે એવુ બ ધન એ છે કે પ્રાન્તિક સરકાર પોતાની શીલીકના વધારાના નાણામાથી વડી સત્તાની રજા શિવાય કઈ પણ ખર્ચ કરી શકે નહિં આનુ કારણ પણ સમજવુ બહુ મુશ્કેલ નથી હિન્દુસ્થાનની બધી સરકારી તીજોરીમાં રહેલી દરેક પાઈ ઉપર વડી સરકારના નાણાખાતાનીજ સત્તા છે અને પ્રાન્તિક સરકારની આવક અને ખર્ચની રકમો—અ દાજપત્રમા નિયત થાય તે પ્રમાણે—તે સરકારના ખાતામા ફક્ત જમે ઉધાર થાય છે આથી શીલીકના નાણા વડી સરકાર પાસે રહે છે અને તે ઘણી

વાર જુદાં જુદાં કામમાં કે વેપારમાં રોકવામાં પણ આવે છે. આમ હોવાથી શીલીકના પૈસા વગર રજાએ પ્રાન્તિક સરકાર વાપરી શકે તો ત્રીજોરીમાં મ્હોટી તુટ પડે. આજ હકીકત વડી સરકાર અને હિન્દી વજીરના સંબંધને પણ લાગુ પડે છે; કારણ કે હિન્દી સરકારની શીલીકનો મ્હોટો ભાગ વિલાયતમાં હિન્દી વજીરને હસ્તક રહે છે.

## લૉર્ડ રીપન-પંચવાર્ષિક કરાર.

સન ૧૮૮૨ માં લૉર્ડ રીપનની સરકારે એક મ્હોટો સુધારો કર્યો. કસ્ટમ, નીમક, અફીણ, પોસ્ટ ઑફિસ અને તાર-એ કેવળ હિન્દી ખાતાં બનાવવામાં આવ્યાં. જંગલ, આબકારી, ઈન્કમ ટેકસ, સ્ટેમ્પ, અને રજીસ્ટ્રેશન-એ ખાતાંની ઉપજ વડી અને પ્રાન્તિક સરકાર વચ્ચે સરખે ભાગે વહેંચવામાં આવી. ઉપરાંત, કેવળ પ્રાન્તિક કરની ઉપજ-જે ઘણે ભાગે લોકલ બૉર્ડને સોંપવામાં આવી હતી-તે પ્રાન્તોનીજ રહી અને ન્યાય, બાંધકામ અને કેળવણી ખાતાની ઉપજ પૂરેપૂરી પ્રાંતને સોંપવામાં આવી. રેલ્વે અને નહેર ખાતાની આવક વડી સરકારને ખાતેજ રહી. જે ખાતાની ઉપજ બે સરકારની વચ્ચે વહેંચવામાં આવી ત્હેનો ખર્ચ પણ બન્ને ઉપર તે જ હીસ્સામાં પડતો. કહેવાની ભાગ્યે જ જરૂર છે કે કેળવણી વગેરે જે ખાતાં પહેલાં ગણાવવામાં આવ્યાં છે ત્હેનો ખર્ચ તો પ્રાન્તિક જ રહ્યા અને આ સુધારા મુખ્યત્વે કરીને ઉપજનાં ખાતાં વિષે જ કરવામાં આવ્યા હતા.

સન ૧૮૮૨ માં નવી વ્યવસ્થા પાંચ વર્ષ માટે કરવામાં આવી હતી, અને ત્હેમાં સન ૧૮૮૭ માં, ૧૮૯૨ માં અને ૧૮૯૭ માં ફેરફાર કરવામાં આવ્યા હતા. દરમ્યાન વડી અને પ્રાન્તિક સરકાર વચ્ચે વહેંચવામાં આવેલાં ખાતામાં જમીનના મહેસુલનો ઉમેરો કરવામાં આવ્યો. આ સુધારાથી પણ પ્રાન્તની આવક ત્હેના ખર્ચ માટે અધુરીજ નીવડતી અને તેથી દરેક પ્રાન્તને પાંચ વર્ષ માટે અમુક વાર્ષિક રકમ આપવામાં આવતી.

આ વ્યવસ્થાના ગેરલાભ પણ દેખીતા છે. પહેલાંની માફક હજી પણ પોતાના વાર્ષિક ખર્ચ માટે પ્રાંતો વડી સરકાર ઉપર પરાધીન

રહ્યા અને તેથી પોતાની મહેસુલની આવકમાંથી પોતાનો ખર્ચ નીભાવવાની મ્હોટી જવાબદારી ત્હેમને શિર આવી નહિ. ઉપરાંત, પાંચ વર્ષની વ્યવસ્થાનાં પહેલાં એક બે વર્ષમાં મહેસુલ વધારવાને પ્રાન્તો પ્રયત્ન કરતા, અને ખર્ચ ઉપર કંઈક અંકુશ રાખતા; કારણ કે વડી સરકારની મહેરબાનીની વિષે ત્હેમને ખાત્રી રહેતી નહિં. પણ પાંચ વર્ષને અંતે શીલીક વધી જાય તો વડી સરકાર ત્હેનો મ્હોટો ભાગ હજમ કરશે એવી ધાસ્તીને લીધે કરારનાં છેલ્લાં બે ત્રણ વર્ષમાં પુષ્કળ ખર્ચ કરવામાં આવતો અને ઉડાઉપણાને ઉત્તેજન મળતું. વધારેમાં વધારે માઠાં પરિણામ નવા કરારને અંગે આવતાં; કારણ કે તે વખતે વડી સરકાર પ્રાંતોની શીલીક ઓછી કરવાને ઘણી ઈંતેજારી બતાવતી અને પરિણામે બન્ને સત્તાઓ વચ્ચે ઘણી વાર કડવો પત્રવ્યવહાર થતો. આ પરિણામો વિષે સર ફીરોઝશાહ મહેતાએ વડી ધારાસભાનાં ભાષણોમાં અને શ્રી. ગોખલેએ વેલ્બી કમીશન આગળ પોતાની જુબાનીમાં તેમજ સને ૧૯૦૨ પછીના ભાષણમાં ઘણું અસરકારક વિવેચન કર્યું છે.

### કાયમના કરાર.

સન ૧૯૦૪ માં લોર્ડ કર્ઝને પ્રાંતો સાથે કરાર લગભગ કાયમના કર્યા. અર્થાત્ પ્રાંતોને સોંપવામાં આવેલા મહેસુલમાં, લડાઈ કે એવી કોઈ ગંભીર આફત આવે કે પ્રાંતને માટે ચોક્કસ કરવામાં આવેલી વાર્ષિક ગ્રાન્ટ બહુ વધારે પડતી લાગે તે શિવાય વડી સરકાર ફેરફાર કરી શકે નહિ. આ પ્રયોગનાં પરિણામનો વિચાર કરવાને માટે એક કમિટીની નીમણુક કરવામાં આવનાર હતી. તે અરસામાં બ્રિટિશ શહેનશાહતે પ્રાન્તિક અને વડી સરકાર વચ્ચેના સંબંધની તપાસ કરવાને માટે એક (ડીસેન્ટ્રેલીઝેશન) કમીશનની યોજના કરી. ત્હેના પ્રમુખ મી. હોબહાઉસ હતા અને આપણા પરમ દેશભક્ત મી. રમેશચંદ્ર દત્ત એ કમીશનના એક સભાસદ હતા. તે કમીશને હિન્દનાં મુખ્ય શહેરોમાં ફરી સરકારી અમલદારો અને અનુભવી દેશભકતોની જુબાની લીધી અને ત્હેમણે ઉદાર ભાવથી ભરપૂર અને રાજકીય દીર્ઘદૃષ્ટિથી અંકાએલો જે રીપોર્ટ બ્હાર પાડયો છે તે આપણા રાજ-

કીય ઈતિહાસમાં ઘણું ઉંચું સ્થાન મેળવશે. દુર્ભાગ્યે તે રીપોર્ટમાં સમાયેલી કીમતી સૂચનાઓ ઉપર હિન્દી સરકારે ઘણું જુજ ધ્યાન આપ્યું છે અને તેથી આપણા દેશીજનોના ઉત્સાહને સુધારાને એક માર્ગ દર્શાવવા ઉપરાંત હ્‌હેનો કંઈ ઉપયોગ થયો નથી.

સન ૧૯૧૧ માં પ્રાન્તિક સરકાર સાથે વડી સત્તાએ કાયમના કરાર કર્યા—જે સુધારા માટે આપણે લૉર્ડ હાર્ડિંજની અદ્વિતીય રાજનીતિને આભારી છીએ. પ્રાન્તો સાથે કાયમની વ્યવસ્થા કરવામાં આવી અને દરેક પ્રાંતને દર વર્ષે આપવાની ચોક્કસ રકમ ઠરાવવામાં આવી. પ્રાન્તિક સરકારને આવક કરતાં વધારે ખર્ચ અંદાજપત્રમાં આંકવાની રજા ભાગ્યેજ આપવામાં આવે છે, અને જો નાણાંની તુટ પડે તો પોતાની શીલીકમાંથી અથવા હિન્દી સરકારની લોનમાંથી અથવા—છેવટે—વધારાના કરમાથી તે પુરાય છે.

આ ઉપરથી સમજાશે કે હાલ વડી સરકાર, અફીણ, નીમક, કસ્ટમ, રેલ્વે, તાર, પોસ્ટ. દેશી રાજ્યોની ખંડણી—એ બધાની બધી ઉપજ પોતેજ લે છે. બીજી પાસ રજીસ્ટ્રેશન, ન્યાયખાતું, પોલીસ, કેળવણી એ ખાતાંની બધી આવક પ્રાન્તિક સરકાર મેળવે છે. બાકીનાં ઘણાં ખરાં ખાતાં—દાખલા તરીકે જમીનનું મહેસુલ, આબકારી, સ્ટેમ્પ અને ઇન્કમ ટેક્સ—હ્‌હેની ઉપજ જુદા જુદા હીસ્સામાં બન્ને સરકાર વચ્ચે વહેંચાય છે. ખર્ચની વ્યવસ્થા સાધારણ રીતે આવક પ્રમાણેજ થાય છે—જેની આવક વડી સરકારનેજ મળે હ્‌હેનો ખર્ચ પણ હ્‌હેનેજ શિર પડે છે અને જેનો લાભ પ્રાન્તને મળે હ્‌હેનો ખચ પણ તે ઉપાડે છે. જે ખાતાંની ઉપજ બંને વચ્ચે વહેંચવામાં આવે છે હ્‌હેનો ખર્ચ પણ લગભગ તેજ હિસ્સામાં બન્ને વચ્ચે વહેંચાય છે.

## પ્રાન્તિક સરકાર ઉપર અંકુશો.

નાણાં વિષે પ્રાન્તિક સરકારની વડી સત્તા ઉપર પરાધીનતા આપણે જોઈ. પરન્તુ આ ઉપરાંત બીજા અંકુશો પ્રાન્તિક કારભાર ઉપર છે કે જે આપણે લક્ષમાં લેવાની જરૂર છે. નવા કર નાંખવાની કે પોતાની જવાબદારી ઉપર લોન લેવાની પ્રાંતોને સત્તા નથી. અંદાજપત્ર ઘડવામાં અને નવી જગ્યાઓ ઉઘાડવામાં, પોતાની શીલીકમાંથી

નાણાં વાપરવામાં અને વધારે ખર્ચ કરવામાં જુદા જુદા ખાતાંઓ સાથે સંબંધમાં અને એકંદરે સમગ્ર રાજકરાભારની અનેક ન્હાની મ્હોટી વિગતોમાં હાલ વડી સરકાર પોતાની સત્તા અજમાવે છે. કેટલીક બાબતોમાં હિન્દી વજીરની રજાની જરૂર છે એટલે હિન્દી સરકારને તે સવાલો પોતાના અભિપ્રાય સાથે વિલાયત મોકલવાની જરૂર પડે છે. અહીંઆ આ સર્વમાં વિગતવાર ઉતરવાનું બની શકે એમ નથી. માટે આપણે ફક્ત બેજ મુદ્દાનો વિચાર કરીશું. (૧) પ્રાંતોની અંદાજપત્ર ઘડવાની સત્તા અને (૨) નવી જગ્યાઓ સ્થાપવાનો અધિકાર.

હાલની પદ્ધતિ અનુસાર પ્રાન્તો આવતા વર્ષની આવક અને ખર્ચના આંકડા ઘડે છે—પ્રાન્તની સંપૂર્ણ સત્તાવાળાં તેમજ વહેંચાયેલાં ખાતાં વિષે આ ખરડો વડી સરકારને મોકલવામાં આવે છે, જ્યાં ત્હેના દરેકે દરેક આંકડા વિષે ઘણી ઝીણી તપાસ કરવામાં આવે છે. આવકની રકમની ચોકસાઈ અને ખર્ચની વધઘટ ઉપર સ્વાભાવિક રીતે લક્ષ આપવામાં આવે છે. પ્રાંતની શીલીકમાં જોઈતી રકમ વર્ષને અંતે રાખવામાં આવી છે કે નહિં એ પણ જોવામાં આવે છે. નવું વર્ષ માર્ચની ૩૧ મી તારીખે શરૂ થાય છે તેથી જાન્યુઆરીથી માર્ચ સુધીમાં ત્રણ વખત અંદાજપત્રના ખરડા વડી સરકારને સુધારીને મોકલવામાં આવે છે–જેમાંનો છેલ્લો ફેબ્રુઆરીની આખર કે માર્ચની શરૂઆત સુધીમાં હિન્દી સરકારને પહોંચે છે. સઉ કોઈ જાણે છે કે પ્રાન્તોના છેવટના આંકડા વડી સરકારના અંદાજપત્રમાં રજુ કરવામાં આવે છે અને આથી પ્રાંતો માટે ઘણી જવાબદારી વડી સરકારના શિર ઉપર રહે છે. પરિણામે પ્રાંતોના અંદાજપત્ર ઉપર ત્હેના મ્હોટા ભાગ ઉપર તેમજ ન્હાની વિગતો ઉપર હિન્દી સરકાર તીણી કાતર ફેરવે છે. અંદાજપત્રના ઉપર જ સમગ્ર પ્રાન્તિક કારભારનો અને પ્રજાને વધારેમાં વધારે જરૂર ખર્ચનો આધાર છે અને ત્હેના ઉપર અતિશય ઝીણો અંકુશ હોવાથી પ્રાન્તિક સ્વતંત્રતા શૂન્યવત બને છે.

(૨) નવી જગ્યાઓ સ્થાપવા ઉપર અને નવી ઑફિસ ઉઘાડી વાર્ષિક ખર્ચમાં હમેશનો વધારો કરવા ઉપર હિન્દી સરકાર અને હિન્દી વજીર મ્હોટો અધિકાર અજમાવે છે;

(અ) પ્રાન્તિક સરકાર વડી સરકારની રજા શિવાય માસિક રૂ. ૨૫૦ ના પગારની નવી જગ્યા ઉઘાડી શકે નહિં અથવા ઓછા પગારની ચાલુ જગ્યાનો પગાર રૂ. ૨૫૦ થી વધારે કરી શકે નહિં. હિન્દી વજીરની સંમતિ શિવાય વડી સરકાર રૂ. ૫૦૦ ) થી વધારે પગારની નવી જગ્યા સ્થાપી શકે નહિં અને ચાલુ જગ્યાનો પગાર રૂ. ૭૫૦ થી વધારે કરી શકે નહિં. આથી જોઈ શકાશે કે ઘણા ઉંચા પગારની જગ્યાઓ વિષે પ્રાન્તોને હિન્દી સરકારની જ નહિ પણ હિન્દી વજીરની સંમતિ મેળવવી પડે.

(આ) કોઈ ઑફિસની નવી વ્યવસ્થા રૂ. ૨૫,૦૦૦ થી વધારે રકમના કાયમના વાર્ષિક ખર્ચ પ્રાન્તિક સરકાર કરી શકે નહિં. હિન્દી સરકાર એ જ બાબતમાં હિન્દી વજીરની સંમતિ શિવાય રૂ. ૫૦,૦૦૦ થી વધારે રકમનો કાયમનો વાર્ષિક ખર્ચ કરી શકે નહિં. ઑફિસમાં કોઈ પણ એક જગ્યા માટે સંમતિની જરૂર ન હોય તો પણ આ નિયમ લાગુ પડે છે.

આ બધાનો તરસાળો કાઢતાં પ્રાંતોની સત્તા કેટલી લાગે છે ? મુંબાઈ અને મદ્રાસના પ્રાંતો કંપનીના રાજ્યની શરૂઆતમાં સ્થપાયા પણ એકંદર એમ કહી શકાય કે સમગ્ર હિન્દી રાજ્યમાંથી ધીમે ધીમે એક પછી એક બધા પ્રાતો ઉદ્ભવ્યા છે. આથી સામાન્ય રીતે સર્વ અધિકાર હિન્દી સત્તાને જ હસ્તક છે અને જેટલી જુજ સત્તાઓ પ્રાન્તોને જુદે જુદે વખતે આપવામાં આવી છે તે જ તે ભોગવે છે. •હિન્દની બધી ત્રીજોરીનાં સર્વ નાણાં ઉપર વડી સરકારની જ સંપૂર્ણ સત્તા છે. અને જે પૈસા પ્રાંતો પોતાના ગણી વાપરે છે તે ફકત ત્હેમના જુદા હીસાબમાં લખાય છે. તેઓ જે શીલીક ભેગી કરે છે ત્હેમાંથી એક પૈસો તેઓ સર્વોપરિ સત્તાની રજા શિવાય વાપરી શકે નહિં. અને આવા સંયોગોમાં ત્હેમને કેટલાં થોડાં નાણાં આપવામાં આવે છે અને તે નાણાંના ખર્ચ ઉપર કેટલો બારીક અંકુશ મકવામાં આવે છે ? હિન્દની કુલ આવક સાથે બધાં પ્રાંતોના મહેસુલની સરખામણી કરતાં જણાશે કે ત્હેમને ત્હેના ત્રીજા ભાગ કરતાં ત્હેજ વધારે રકમ મળે છે; જ્યારે મર્હુમ ગોખલેએ લોકલ બૉર્ડ વિષે પોતાના ઠરાવ વિષે

બોલતાં વડી ધારાસભામાં જણાવ્યું હતું કે ઇંગ્લંડ અને ફ્રાંસમાં બધા કરની ઉપજનો લગભગ અડધો ભાગ મ્યુનિસિપાલીટી અને લોકલ બૉર્ડને મળે છે. અર્થાત્ દેશની ઉન્નતિ સાથે ઘણો નિકટ ધરાવતાં પ્રાન્તિક ખાતાંઓ ન્યાય અને પોલીસ, કેળવણી અને તંદુરસ્તી એ બધાં માટે કુલ મહેસુલનો થોડો ભાગ આપવામાં આવે છે ત્યારે હોમ ચાર્જ ઇંગ્લંડમાં હિન્દી રાજતંત્રના ખર્ચ ખાતે મોકલવામાં આવતા લગભગ ત્રીશ કરોડ રૂપીઆ અને લશ્કરી ખર્ચ ઉપર વડી સરકાર બેહદ ખર્ચ કરે છે. વધારામાં આપણે જોયું કે જે ન્હાની રકમ મહેસુલના અથવા ગ્રૅન્ટના આકારમાં પ્રાંતને સોંપવામાં આવે છે ત્હેની વ્યવસ્થા કરવામાં પણ પ્રાન્તિક સરકાર સ્વતંત્ર નથી. ઉપર જણાવ્યા પ્રમાણે જરા મ્હોટી જગ્યાઓ સ્થાપતાં અથવા વાર્ષિક ખર્ચમાં જરા ઉમેરો કરતાં વડી સરકારની અને કવચિત્ હિન્દી વજીરની પરવાનગી ત્હેમને લેવાની જરૂર પડે છે. અને આ ઉપરાંત પ્રાન્તિક સરકારના અંદાજપત્ર–જેના આંકડાઓ ઉપર પ્રાન્તોના ભાગ્યનો આધાર સ્વાભાવિક રીતે રહે છે—ત્હેની આવકની આંકણી ઉપર અને ખર્ચની વિગતો ઉપર વડી સરકાર એટલો બધો દાબ રાખે છે કે જેથી પ્રાંતો હિન્દી સરકારના મ્હોટા જવાબદાર નોકરની પદવી ભોગવે છે.

## પ્રાન્તિક આવકનો વધારો.

સર્વ રાજ્યનો આધાર નાણાંની ઉપજ ઉપર છે અને જ્યાં સુધી પ્રાન્તોની આવકમાં મ્હોટો વધારો થશે નહિં ત્યાં સુધી પ્રાન્તિક સ્વરાજ્યનો સિદ્ધાન્ત કદાપિ સિદ્ધ થશે નહિં. ઘણા અમલદારોનો તેમજ રાજ્યપુરૂષોનો એવો ભક્કમ અભિપ્રાય થયો છે કે પ્રાન્તિક રાજતંત્રના વિકાસ માટે નાણાંની જરૂર પહેલી છે. લૉર્ડ હાર્ડીંજે આ મુદ્દો કેટલેક અંશે સ્વીકારીને પ્રાન્તોને દર વર્ષે અમુક અમુક ખાતાંને માટે તેમજ સામાન્ય ખર્ચ માટે અમુક રકમો આપવાનું નક્કી કર્યું છે. આ સુધારા માટે આપણે ત્હેમનો ઉપકાર માનીશું. પણ હજી કોને પ્રાંતોની આવક ત્હેના અતિ આવશ્યક ખર્ચ માટે અને ખાસ કરીને કેળવણી અને તંદુરસ્તી ખાતાને માટે પુરતી લાગે છે? લૉર્ડ હાર્ડીંજે "પાશેરામાં પહેલી પૂણી" કરી હશે; પણ જો તે સિદ્ધાન્તનો હવે

વધારે ને વધારે વિશાલ પ્રયોગ કરવામાં આવે ત્યારેજ ત્હેમની રાજનીતિ સફલ થશે. દેશની કુલ ઉપજનો અડધાથી પોણો ભાગ સર્વ પ્રાંતોને મળવો જ જોઇએ એવો અમારો અભિપ્રાય છે.

પ્રાન્તોની આવક કેવી રીતે વધારવી એ બીજો પ્રશ્ન છે અને તે વિષે ઘણી સૂચનાઓ કરવામાં આવી છે. એક માર્ગ એ છે કે જે, ખાતાંની ઉપજ હાલ વડી અને પ્રાન્તિક સરકાર વચ્ચે વહેંચવામાં આવે છે ત્હેમાંના કેટલાંક કેવલ હિન્દી ખાતાં બનાવવાં અને બાકીનાં પૂરેપૂરાં પ્રાન્તિક ગણવાં. બીજો દેખીતો માર્ગ–જે લૉર્ડ હાર્ડીંજની સરકારે ગ્રહણ કર્યો હતો–તે દર વર્ષે અમુક ચોક્કસ રકમ પ્રાન્તોને આપવાની છે. તે રકમનો અમુક ભાગ કેળવણી વગેરે અમુક ખાતાને માટે મુકરર કરવામાં આવે ત્યારે ત્હેના લાભ દેખીતા છે અને જેમણે છેલ્લાં થોડા વર્ષમાં થયેલા કેળવણીના વિકાસની નોંધ લીધી હશે તેઓએ આ રાજનીતિનાં શુભ પરિણામ જોયાં હશે. છતાં પણ એમ ખાત્રીપૂર્વક કહી શકાય કે પ્રાન્તિક આવકમાં જે મ્હોટો વધારો આપણે માગીએ છીએ તે આ રીતે થઇ શકેજ નહિં—તેથી તો ફકત સ્હેજ જ સુધારો થઇ શકે. આથી ડીસેન્ટ્રેલીઝેશન કમીશને પણ એવી સૂચના કરેલી છે કે જ્યારે બની શકે ત્યારે વાર્ષિક મ્હોટી ગ્રાન્ટને બદલે વધતા જતા કોઈ મહેસુલનો અમુક હીસ્સો પ્રાન્તને આપવો. અમે આગળ વધીને કહીશું કે, વહેંચવામાં આવેલાં ખાતાંમાંના કેટલાંકને પુરેપુરા પ્રાન્તિક બનાવવાનો જે માર્ગ આગળ સૂચવવામાં આવ્યો છે તે બનતી ત્વરાએ ગ્રહણ કરવોજ જોઇએ. હાલના વિગ્રહના સમયમાં અને તે પછી પણ તરતજ આ પદ્ધતિ કદાચિતજ ન અનુસરી શકાય. પણ વડી સરકાર પ્રાન્તિક સત્તાઓની સલાહથી આ દિશામાં એક મ્હોટી યોજના તૈયાર કરે તો દશ પંદર વર્ષમાં તે સહેલાઇથી આચારમાં મૂકી શકાય. અલબત આથી વડી સરકારનો પોતાનો કેટલોક ખર્ચ કમી કરવો પડે–રેલ્વે તરફ પક્ષપાત અને હોમચાર્જમાં ઉડાઉપણું ઓછું કરવું પડે તેમ લશ્કરી ખચ ઉપર વધારે દાબ રાખવો પડે. પરન્તુ જો દેશની ખરી ઉન્નતિનો આધાર પ્રાન્તિક ખર્ચ ઉપરજ છે તો કોઇ પણ રીતે પ્રાન્તની તીજોરીને વધારે નાણાંથી ભરવીજ જોઇએ

## સત્તાઓમાં વૃદ્ધિ.

. ઉપરાંત અમે સૂચવીશું કે વડી સરકારની સંમતિથી નવા કર નાંખવાની અને લોનથી પૈસા મેળવવાની સત્તા પ્રાન્તિક સરકારને આપવી જોઇએ. ઉપર સૂચવેલા સુધારા ક્યારે અમલમાં આવશે તે કહી શકાતું નથી. પણ તે દરમિયાન પ્રગતિના નિયમ ,અનુસાર દરેક પ્રાન્તે આગળ વધવુંજ જોઇએ અને ત્હેણે પોતાના જરૂરી ખર્ચ માટે કરથી અને લોનથી નાણાં મેળવવાંજ જોઇએ. ઘણી મ્યુનિસિપાલીટીને જે સત્તાઓ વર્ષોથી જરા પણ સંકોચ શિવાય આપવામાં આવી છે તે પ્રાન્તોને હાલ સુધી કેમ આપવામાં આવી નથી તે અમે સમજી શકતા નથી.

આમ એક પાસ પ્રાન્તની આવક વધારવી જોઈએ તો બીજી પાસ ત્હેને નવો ખર્ચ કરવાની વધારે છુટ મળવી જોઇએ. નવી જગ્યાઓ ઉઘાડવા વિષે અને વાર્ષિક વધુ ખર્ચ કરવા વિષે જે બંધનો હાલ હયાત ઓછાં છે તે તરત જરૂર થોડાં વર્ષમાં કાઢી નાખવાં જોઇએ. ડીસેન્ટ્રેલીઝેશન કમીશને પણ એમ સૂચના કરી હતી કે હાલ હિન્દી સરકાર આ વિષે જેટલી સત્તા ભોગવે છે તેટલી પ્રાન્તોને આપવી જોઇએ અને વડી સરકારની સત્તા ઘણીજ વધારવી જોઈએ—જેથી વારંવાર બન્ને સત્તા વિષે થતો વિષમ પત્રવ્યવહાર અટકે. આ સૂચના—કે જે તરફ આટલાં વર્ષ સુધી સંપૂર્ણ ઉપેક્ષા દર્શાવવામાં આવી છે-તે તો એકદમ અમલમાં મૂકવી જોઇએ. અમે જાણીએ છીએ કે પ્રાન્તોને એટલા બધા વખત સુધી બાળકો ગણવામાં આવ્યા છે કે જેથી તે તરફ વડી સરકાર તરફથી અતિશય અવિશ્વાસ દર્શાવવામાં આવે છે. પણ જેમ સમગ્ર પ્રજાને અને સ્થાનિક મંડલોને તેમ પ્રાંતિક સરકારને પણ વડી સત્તાએ વધારે માન આપવું જોઇએ, જેથી તે પણ વધારે જવાબદાર બની પોતાના મહાન્ ધર્મ યોગ્ય રીતે બજાવે.

## અંદાજપત્રમાં સ્વતંત્રતા.

આથી પણ સ્વતંત્રતા એક બીજી બાબતમાં આવશ્યક છે-અને તે અંદાજપત્રને ઘડવામાં આપણે જોયું અમુક પગારની નવી જગ્યાઓ ઉઘાડવાને અથવા ઑફિસના ખર્ચમાં અમુક રકમનો વધારો કરવાને

હાલ વડી સરકારની પરવાનગી જોઈએ છે અને અમુક સુધારા સાથે કંઈ મર્યાદા થોડાં વર્ષ સુધી રહેવી જોઇએ, આમ છતાં પણ પ્રાન્તિક સરકાર પોતાના અંદાજપત્રનો ખરડો તૈયાર કરે છે ત્યારે ત્હેમાં વડી સરકાર તરફથી અતિશય મ્હોટો તેમજ ઘણાજ ન્હાના સુધારા કરવામાં આવે છે. આ બાબત પણ ડીસેન્ટ્રેલીઝેશન કમીશનની ધ્યાન ઉપર લાવવામાં આવી હતી પણ અમે જણાવવાને દીલગીર છીએ કે કમીશને આ વિષે કંઈ પણ મહત્વની સૂચના કરી નથી. કોઇ પણ દેશના રાજતંત્રમાં અંદાજપત્ર એ કદાચિત વધારેમાં વધારે ભાગ ભજવે છે અને સ્થાનિક મંડલોની માફક પ્રાન્તિક રાજ્યની ખરી સત્તાનું માપ ત્હેની અંદાજપત્ર ઘડવાની સત્તા ઉપરથીજ લઇ શકાય. આ સિદ્ધાન્ત સ્વીકારીને બંગાલની સરકારે થોડા માસ ઉપર અમુક આવશ્યક મર્યાદાઓ સાથે અંદાજપત્ર ઘડવાની સત્તા મ્યુનિસિપાલીટીને આપી છે તેવી જ રીતે પ્રાન્તિક સરકારની પણ સત્તા વધારવી જોઇએ એ ચોક્કસ છે. હાલ જો કેટલાંક બિનજરૂરી ખર્ચ વડી સરકાર ઉડાવી શકે છે તો બીજી પાસ ઘણી આવશ્યક બાબતોની ખરી જરૂરિયાત તે નહિ સમજી શકે એ પણ દેખીતું છે. ભવિષ્યની આવકની આંકણીમાં વડી સરકાર ફેરફાર કરે એ વ્યાજબી છે–જો કે આમાં પણ વધારે ને વધારે વિશ્વાસ પ્રાંતો ઉપર મૂકાવો જોઇએ પણ ખર્ચના સંબંધમાં તો આમારી સૂચના છે કે વડી સરકારે ફક્ત એટલુંજ તપાસી લેવું કે (૧) મુકરર કરવામાં આવેલી શીલીક રાખવામાં આવી છે અને (૨) કાયદાઓ તે અનુસાર રચવામાં આવેલા કાનુનો અનુસાર આપ્યા છે. બાકીની ન્હાની વિગતોમાં કે મ્હોટા ખર્ચમાં વડી સરકારે ઉતરવું જોઇએ નહિં. આ સુધારા વિષે સરકાર યુદ્ધ પછી એક ઉદાર યોજના ઘડીને થોડા વખતમાં અમલમાં મૂકી શકે.

## પ્રાન્તિક રાજ્યતંત્રમાં પ્રજાકીય સત્તા.

પ્રાન્તિક સરકારને વધારે નાણાં આપવાની અને ત્હેની વ્યવસ્થામાં વધારે સત્તા આપવાની સૂચનાઓ અમે કરી છે, પણ અમે જોઈએ છીએ કે કોઈ પણ કારોબારી સત્તા ઉપર–પછી તે પ્રાન્તિક હોય કે હિન્દી–ત્હેના ઉપર કોઈ પ્રકારના અંકુશની જરૂર છે. હાલ

પ્રાન્તો ઉપર વડી સરકારને જે દાબ છે તે હલકો થયેલો જોવા અમે ઈચ્છીએ છીએ; પણ ત્હેમાં પ્રાન્તિક સરકારને બિનજવાબદાર બનાવવાનો નહિં પણ છેવટે પ્રજાકીય સત્તાને આધીન બનાવવાનો હેતુ રહેલો છે. ઘણા રાજપુરૂષોએ વારંવાર કહ્યું છે–અને અમે ત્હેમની સાથે સંમત છીએ–કે નાણાં સંબંધી વડી સરકારનો અંકુશ ઢીલો કરવામાં આવશે અને તે જ વખતે ધારાસભાને વધારે પ્રજાકીય અને વધારે સત્તાવાન બનાવવામાં આવશે નહિં તો સમગ્ર રાજતંત્રને ઘણું નુકશાન થશે; પ્રાન્તિક અમલદારો અવિચારી ખર્ચ કરશે અને સુધારાનાં ઈષ્ટ સાધનો આપણને પુરાં પડશે નહિં. આથી જો કે ઉપરની સૂચનાઓ કેટલેક અંશે તરતજ અનુસરવામાં કંઈ નુકશાન નથી તો પણ ત્હેનો સંપૂર્ણ પ્રયોગ ત્યારેજ થવો જોઈએ કે જ્યારે પ્રાન્તિક સત્તા ઉપર પ્રજાકીય અંકુશ અસરકારક થાય ત્યારે. દેખીતી રીતે આ હેતુ ધારાસભામાં મ્હોટા સુધારા કરવાથીજ સિદ્ધ થાય. પ્રથમ તો ધારાસભામાં હાલના બિનઅમલદારી સભાસદો–જેમાંના ઘણા સરકાર તરફથી નીમવામાં આવે છે, ત્હેમને બદલે પ્રજાથી ચુંટાએલા સભાસદોનીજ વધુ સંખ્યા જોઇએ. તેમ જ ચુંટણીની હાલની પદ્ધતિમા ઘણો ફેરફાર થવાની જરૂર છે. બીજો અને આથી પણ વધારે અગત્યનો સુધારો એ છે કે ધારાસભાને નાણાંની બાબતમાં વધારે સત્તા આપવી જોઇએ. ધારાસભા ઇગ્લંડની પાર્લામેન્ટની ગરજ ત્યારેજ સારી શકે કે જ્યારે ત્હેમાં પસાર થયેલા ઠરાવો સરકારને બંધનકારક નીવડે અને ત્હેને આવા અંદાજપત્ર ઉપર તેમજ ત્હેના દરેક ભાગ ઉપર મત આપી તે પાસ કે નપાસ કરવાનો હક આપવામાં આવે. છેલ્લા લગભગ એક વર્ષની ચર્ચાઓમાં ધારાસભાના આ મ્હોટા હકનો વિષય ઘણો આગળ આવ્યો છે અને અમારી ખાત્રી છે કે જ્યાં સુધી પ્રાન્તિક ધારાસભાને અંદાજપત્ર ઉપર મત આપવાની સત્તા મળશે નહિં ત્યાં સુધી પ્રજાનું અંતઃકરણ સંતોષ પામશે નહિં.

## પ્રાંતમંડળની ભાવના.

પ્રાન્તિક સ્વરાજ્યની સિદ્ધિ અર્થે અમો નીચેની સૂચનાઓ કરી છેઃ—

(૧) પ્રાન્તોની આવકમાં મ્હોટો વધારો કરવો અને તે માટે વહેંચાયેલા ખાતામાંથી વધારે ને વધારે કેવળ પ્રાન્તિક બનાવવા.

(૨) નવી જગાઓ સ્થાપવા વિષે અને વધારાનો વાર્ષિક ખરચ કરવા વિષે વધારે સત્તા પ્રાન્તોને આપવી.

(૩) અમુક જરૂરી મર્યાદાઓમાં અંદાજપત્ર સ્વતંત્ર રીતે ઘડવાની સત્તા પ્રાન્તિક રાજ્યને આપવી.

(૪) પ્રાન્તિક ધારાસભાઓને વધારે પ્રજાકીય બનાવવી અને ત્હેને નાણાં સંબંધી અસરકારક અધિકાર આપવો.

આ સુધારાની ત્વરિત યોજનાઓ ઘડી લડાઇ પછી ત્હેને ઉદાર-પણે અમલમાં મૂકવામાં આવશે તો અમે ધારીએ છીએ કે લગભગ અર્ધા સૈકાથી પ્રાન્તિક સ્વરાજની જે ભાવના ઉદારચિત્ત અમલદારોએ અને નિપુણ દેશભકતોએ પોતાની દૃષ્ટિ સમીપ રાખી છે તે સિદ્ધ થશે. આ પ્રશ્નની ગંભીરતા કે મુશ્કેલીની અમે અવગણના કરવા માગતા નથી. વડી અને પ્રાન્તિક સરકાર તેમજ પ્રાંત અને પ્રાંતના ખાતાંઓ વચ્ચે સંબંધના નિયમો એટલા વિવિધ અને ગુંચવાડા ભરેલા છે કે જેથી ત્હેમા મ્હોટો સુધારો કરતાં ઘણોજ વિચાર કરવો પડે. પણ તે જ કારણોથી અમે એમ માનીએ છીએ કે એક કે બે બાબતોમા નહિં પણ સમગ્ર રાજતંત્રમા મૂળથી સુધારો કરવાથી જ આ પ્રશ્નનું નિરાકરણ થશે.

પ્રાન્તોને વધારે ને વધારે ખાતાનું મહેસુલ મળવાથી તે વાર્ષિક ગ્રાન્ટ માટે વડી સરકાર-ઉપર ઓછા પરાધીન થશે, અને નવો ખર્ચ કરવાની તેમજ અંદાજપત્ર ઘડવાની વધારે સ્વતંત્રતા મેળવી દરેક પ્રાન્ત વધારે આત્મવિશ્વાસથી અને વધારે જવાબદારીથી પોતાનું રાજતંત્ર ચલાવશે. વડી રાજસત્તા જેટલોજ ઝીણો પણ તેથી અતિ-શય હિતકારક અંકુશ પ્રજાકીય ધારાસભા પ્રાન્તિક રાજતંત્ર ઉપર ભોગવશે ત્યારે રાજ્ય અને પ્રજા વચ્ચે વધારે ઐક્ય અને વિશ્વાસભાવ પ્રવર્તશે. ઉપરાંત પ્રાન્તિક સત્તા અનેક રીતે પ્રજાના અતિશય નિકટ સંબંધમાં રહે છે અને પ્રજાને વધારે દેખીતા લાભનાં પગલાં ભરી શકે છે. આથી લોકોમાં એવી ચોક્કસ માન્યતા સ્ફુરી છે કે પ્રાન્તિક

# હોમ રૂલ લીગ ફોર ઇન્ડીઆ.

## (મુંબાઈની શાખા.)

૩૦ મી જુન ૧૯૧૭ સુધીનો

## પહેલો વાર્ષિક અહેવાલ.



Pr nted by Ratanlal A maran S a at t e Akl bar Soud a Pres
No 1? 16 Bank S ree Fort Bon bay

Publ shed by Sl anker al Chelab a Banker M A
251 Hornby Road Bombay

## અંગ્રેજી લેખમાલા.

| | | | |
|---|---|---|---|
| ૧. | હોમ રૂલરની રાજ્યનિતિ (યંગ ઇન્ડીઆ) | કી. | ૦-૦-૬ |
| ૨. | હિંદની સરેરાસ આવક અને દરિદ્રતા (મોડર્ન રીવ્યુ) | ,, | ૦-૦-૬ |
| ૩ | સંસ્થાનો શું હિંદ ઉપર રાજ્ય કરશે? (મી૦ પોલાકનું અલ્હાબાદનું ભાષણ) | ,, | ૦-૨-૦ |
| ૪ | ગીરમીટીઆ મજુરી | ,, | ૦-૨-૦ |
| ૫ | સરકારી નોકરી અને હિંદીઓ | ,, | ૦-૦-૬ |

## મરાઠી લેખમાલા.

| | | | |
|---|---|---|---|
| ૧ | હોમ રૂલ લીગને શું જોઇએ છે? | ,, | ૦-૦-૩ |
| ૨ | પાર્લામેંટમાં હિંદુસ્તાન | ,, | ૦-૦-૦ |
| ૩ | હોમ રૂલ વિષે લજપતરાયજી | ,, | ૦-૦-૩ |
| ૪ | કેળવણી અને હોમરૂલ | | ૦-૦-૩ |
| ૫ | હિંદની હદ વિનાની ગરીબાઇ (મોડર્ન રીવ્યુ) | ,, | ૦-૦-૩ |
| ૬. | ગીરમીટીઆ મજુરી | , | ૦-૨-૦ |
| ૭ | સરકારી નોકરી અને હિંદીઓ | , | ૦-૦-૬ |

## ગુજરાતી લેખમાલા.

| | | | |
|---|---|---|---|
| ૧ | પાર્લામેંટમાં હિંદ (લીડર અલ્હાબાદ) | ,, | ૦-૦-૦ |
| ૨. | હોમ રૂલ વિષે લાલા લજપતરાયજી | ,, | ૦-૦-૩ |
| ૩ | કેળવણી અને હોમરૂલ | ,, | ૦-૦-૩ |
| ૪ | હિંદની દરિદ્રતા | ,, | ૦-૦-૩ |
| ૫ | હિંદ અને સંસ્થાનો | ,, | ૦-૦-૬ |
| ૬. | હિંદીઓ અને સરકારી નોકરી | ,, | ૦-૦-૬ |

## હિંદી ચોપાનીઆં.

| | | | |
|---|---|---|---|
| ૧. | હિંદીઓ અને સરકારી નોકરી | , | ૦-૦-૬ |

**મીસીસ બેસંટનો છેલ્લો સંદેશો**—ઉપલાં સાહીત્ય સિવાય તા૦ ૧૫ જુનના 'ન્યુ ઇંડીઆ'માં પ્રસિદ્ધ થએલો મીસીસ બેસંટનો સંદેશો અંગ્રેજી, મરાઠી, ગુજરાતી અને હિંદીમાં પ્રસિદ્ધ કરવામાં આવ્યો હતો. આ સંદેશાની એકંદર નકલ ૧ લાખ ૧૦ હજાર છપાવવામાં આવી હતી. એમાં ૨૦૦૦૦ અંગ્રેજીમાં, ૪૦૦૦૦ મરાઠીમાં, ૪૦૦૦૦ ગુજરાતીમાં અને ૧૦૦૦૦ હિંદીમાં હતી. મુંબઇ તેમજ ગામડાઓમાં આ સંદેશો મુફત વહેંચવામાં આવ્યો હતો.

**જાહેર સભાઓ**—નીચે જણાવેલી જાહેર સભાઓ લીગની મુંબઇની શાખા તરફથી ભરવામાં આવી હતીઃ—

| સમય તથા તારીખ. | જગ્યા. | વિષય | બોલનાર. | હાજર સંખ્યા |
|---|---|---|---|---|
| ૭ ડીસેમ્બર ૧૯૧૬. ૬-૩૦(સ.ટા.) | મોરારજી ગોકલદાસ હોલ | પંડીત બીશન નારાયણ ધારના મૃત્યુ માટે શોક દર્શાવવા. | (મા. હોનીંમેન પ્રમુખ) | |
| | | લો.મા. તિલકને જામીનગીરીના કેસમાં જીત મળી તે માટે તેમને મુબારકબાદી આપવા. | રા. પી. કે. તીલંગ અને રા.જમનાદાસ દ્વારકાદાસ. | ૧૫૦૦ |
| | | ડીફેન્સ ઓફ ઇન્ડીઆ એકટ હેઠળના મુંબઇ અને મધ્યપ્રાંતની સરકારના મીસીસ બેઝંટ સામેના હુકમ સામે વિરોધ બનાવવા. | લોકમાન્ય તિલક અને બીજાઓ. | |

| સમય તથા તારીખ | જગ્યા | વિષય | બોલનાર | હાજર સખ્યા |
|---|---|---|---|---|
| ૧૧ ફેબ્રુઆ ૬ (સ્ટા ટા) | શાતારામ ચાલ, મુગભાટ | ફીજી અને બીજા સંસ્થાનોમા ગીરમીટીઆ મજુરી ચાલુ રાખવાની પદ્ધતિ સામે પોકાર ઉઠાવવા | રા રા એમ કે. ગાધી (પ્રમુખ) લો તિલક, મી પોલાક, મી સૈયદ હુસેન, રા જમનાદાસ દ્વારકાદાસ, રા પી કે તેલગ, પડીત નિકીરામ શર્મા, શ્રી નિવાસનાવ, કુમારિકા ગોદાવરીબાઇ, રા ગગાધરરાવ દેશપાડે, રા એન બી વિભાકર અને બીજાઓ | ૧૦૦૦૦ |
| ૨૨ ફેબ્રુઆરી ૧૯૧૭ ૬–૩૦ વાગે | મોરારજી ગોકલદાસ હોલ | લોક તિલક અને બીપીનચદ્ર પાલ સામે પજાબ સરકારના હુકમ સામે વાંધો દર્શાવવા | મી હોર્નીમેન (પ્રમુખ) ઓન મી મનમોહનદાસ રામજી, મી જોસફ બેપટીસ્ટા, મીસીસ સરોજીની નાયડુ, મી એસ આર બમનજી, મી સૈયદ હુસેન, રા જમનાદાસ દ્વારકાદાસ, રા એન બી વીભાકર રા એ બી કોલ્હાટકર, રા વી જી જોશી અને બીજાઓ | ૧૫૦૦ |
| ૨ માર્ચ ૯ ૩૦ સ્ટા ટા | શાતારામ ચાલ | ડાફેન્સ ઓફ ઇન્ડીઆ ફોર્સમા જોડાવા માટે આગ્રહ કરવા | લોક તિલક (પ્રમુખ) મી જોસફ બેપટીસ્ટા, ઓન મી મનમોહનદાસ રામજી, મીસીસ સરોજીની નાયડુ, મી કે પી ખાડીલકર, મી બી જી હોર્નીમેન, મી સૈયદ હુસેન, રા જમનાદાસ દ્વારકાદાસ અને બીજાઓ | ૧૨૦૦૦ |

જાહેર વ્યાખ્યાનો—હોમ રૂલ લીગની બે શાખાઓના સંયુક્ત આશરા નીચે જાહેર વ્યાખ્યાનો ગોઠવવામાં આવ્યાં હતાં તેની વિગત નીચે પ્રમાણે છે:—

| નંબર | તારીખ અને વખત. | બોલનાર. | પ્રમુખ. | વિષય. | સંખ્યા. |
|---|---|---|---|---|---|
| ૧ | તા. ૧૦ ડીસે. ૧૯૧૬ ૬ સ્ટાંડર્ડ | મી. એસ. એસ. સેટલુર | ઓન. મી. જી. કે. પારેખ | હિંદની નાણા સંબંધી વ્યવસ્થા. | ૨૦૦ |
| ૨ | તા. ૧૬ ડીસે. ૬–૩ સ્ટાંડર્ડ | મી. જી. એસ. અરૂંડેલ | મી. બી. જી. હોર્નીમેન | હોમ રૂલ | ૨૦૦૦ |
| ૩ | તા. ૧૭ ડીસે ૯ સ્ટાંડર્ડ | મી. જી. એસ. અરૂંડેલ | મી. બી. જે. દેશાઇ | રાષ્ટ્રીય કેળવણી | ૨૦૦૦ |
| ૪ | તા. ૧૨ જા. ૧૯૧૭ ૬–૩૦ | મી. જી એસ. અરૂંડેલ | પ્રો. પી. કે. તેલંગ | લકનૌની કોંગ્રેસ. | ૧૮૦૦ |
| ૫ | તા. ૨૩ જા. ૬–૩૦ | મી. બી. જી. હોર્નીમેન | ઓન. મી. એમ. એ. જીના | સામ્રાજ્યમાં સ્વરાજ્ય. | ૧૨૦૦ |
| ૬ | તા. ૪ ફેબ્રુ. ૬ સ્ટા. ટા. | મી. જમનાદાસ દ્વારકાદાસ. | ઓન. મી. મનમોહનદાસ રામજી. | સ્વરાજ્ય (ગુજરાતીમાં) | ૨૫૦ |
| ૭ | તા. ૧૬ ફેબ્રુ. ૬–૧૫ સ્ટાં. | મી. સૈયદ હુસેન | સર. ડી. એમ. પીટીટ. | મુસલમાનો અને સ્વરાજ્ય | ૧૦૦૦ |
| ૮ | તા. ૪ માર્ચ ૫ સ્ટાં. ટા. | રા. એન. બી વીભાકર. | ઓન. મી. મનમોહનદાસ રામજી. | હોમ રૂલ લીગ (ગુજરાતીમાં) | ૩૫૦ |
| ૯ | તા. ૧૨ માર્ચ ૬–૩૦ સ્ટાં. | રા. વી. એમ. જોશી એમ. એ. | રા. એસ. ડબલ્યુ લલીત. | સ્વરાજ્ય માટે આપણી લાયકાત (મરાઠીમાં) | ૬૦૦ |

| નંબર | તારીખ અને વખત. | બોલનાર. | પ્રમુખ. | વિષય. | સંખ્યા. |
|---|---|---|---|---|---|
| ૧૦ | તા.૨૩માર્ચ ૬–૩૦ સ્ટા. | રા. જી. બી. વૈદ્ય બી. એ | પ્રો: પી. કે. તેલંગ. | હોમ રૂલનું પ્રયોજન (મરાઠીમાં) | ૨૦૦ |
| ૧૧ | તા.૨૯માર્ચ ૯–૩૦ સ્ટાં. | રા. જમનાદાસ દ્વારકાદાસ બી. એ. | ઓનં. મી. સી વી. મહેતા. | તમે હોમ રૂલ કેમ મેળવશો ? (ગુજરાતી) | ૨૫૦ |
| ૧૨ | તા.૩૦માર્ચ ૬–૩૦ સ્ટા. | રા. જી. બી વૈદ બી. એ. | રા. વી. એમ. જોશી એમ. એ | હોમ રૂલનું પ્રયોજન (મરાઠી) | ૨૦૦ |
| ૧૩ | તા. ૧૯ મે ૮–૩૦ સ્ટાં. | રા. મહાદેવરાવ અનેય. | ડૉ. શીવરામ એન. પ્રાંજપે. | હિંદ અને સામ્રાજ્ય (મરાઠી) | ૨૦૦ |
| ૧૪ | તા. ૧૧ જુન ૬–૩૦ સ્ટાં. | રા. સામરાવ બી. દેશપાંડે (બીરાર) | રા. વામન ગોપાળ જોશી | હોમ રૂલ (મરાઠી) | ૨૫૦ |
| ૧૫ | તા. ૧૨ જુન ૬–૩૦ | રા. નારાયણ આર. આઠવેકર બી. એ. એલ. એલ. બી. | રા. વી. એમ. જોશી | હોમ રૂલ (મરાઠી) | ૩૦૦ |
| ૧૬ | તા. ૧૪ જુન ૬–૩૦ | રા. ડબલ્યુ. જી. જોશી. | રા. એસ. બી. દેશપાંડે(બીરાર) | હિંદનો અધિકારી વર્ગ અને સ્વરાજ્ય (મરાઠી) | ૩૦૦ |

અભ્યાસ વર્ગ—તા૦ ૨૨ મી નવેંબર ૧૯૧૬ ના રોજ હિંદને લગતા જાહેર સવાલોના અભ્યાસને માટે એક વર્ગ શરૂ કરવામાં આવ્યો હતો. દરેક અઠવાડીઆના બુધવારે આ વર્ગ ભરવામાં આવતો. 'હિંદની નાણાં સંબંધી વ્યવસ્થા' એ વિષય ઉપર, મી૦ પી. કે. તેલંગ વિવેચન

કરતા હાજર રહેનારાઓની સંખ્યાની સરેરાશ ૪૪ની હતી. તા० ૧૮ મી એપ્રીલથી આ વર્ગ ગરમીની રજાને લીધે બંધ રાખવામાં આવ્યો હતો. રજા બાદ મી० તેલંગને 'ન્યુ ઇન્ડીઆ'ના અધિપતિ તરીકે મદ્રાસમાં જવુ પડયું છે તેથી એ વર્ગ પાછો ચાલુ થઇ શકયો નથી.

પુસ્તકાલય-ચાલુ વર્ષના માર્ચ માસથી શાખા તરફથી ૨૫૧, હોર્નબી રોડ ઉપર પુસ્તકાલય અને વાંચનાલય ખોલવામાં આવ્યાં છે. પુસ્તકાલયમાં રાજ્યદ્વારી વિષય તેમજ બીજા વિષયોને લગતાં ઇંગ્રેજી તેમજ ગુજરાતી પુસ્તકોનો સારો સંગ્રહ છે. હિંદના તેમજ પરદેશના જાણીતા વર્તમાનપત્રો તથા માસીકો લવાજમ આપી વાંચનાલયમાં મંગાવવામા આવે છે અગર તો ઘણાંખરાં 'યંગ ઇંડીઆ'ના માલિકો તરફથી ભેટ તરીકે આપવામાં આવે છે. પુસ્તકાલય તથા વાંચનાલયનો મકાનમાં ઉપયોગ કરવાની જાહેર પ્રજાને છુટ છે. વાંચનાલયમાં દરરોજ વાંચવા આવનારાઓની સરેરાસ સંખ્યા ૧૦૦ ની છે.

નીચેનાં વર્તમાનપત્રો વાંચનાલયમાં આવે છે.

| દૈનિક વર્તમાનપત્રો. | માસીકો. |
| --- | --- |
| બોમ્બે ક્રોનીકલ (૨ નકલ) | કનટેમ્પરરી રીવ્યુ |
| ન્યુ ઇન્ડીઆ (૨ નકલ) | નાઇન્ટીન્થ સેનચ્યુરી |
| ટાઇમ્સ ઓફ ઇન્ડીઆ | નેશનલ રીવ્યુ. |
| સંદેશ (૨ નકલ) | ફોર્ટનાઇટલી રીવ્યુ |
| સાંજ વર્તમાન | નોર્થ અમેરીકન રીવ્યુ |
| મુંબઇ સમાચાર | મોડર્ન રીવ્યુ |
| લીડર | ઇન્ડીઅન રીવ્યુ |
| ત્રાીબ્યુન | હિંદુસ્થાન રીવ્યુ |
| એકસપ્રેસ | ભારત સેવક |
| | નવ યુગ |

| | |
|---|---|
| મનોરંજન | હિંદુસ્થાન |
| વીસમી સદી | ગુજરાતી |
| નવજીવન અને સત્ય | કૈસરે હિંદ |
| ચીત્રમય જગત | લંડન ટાઇમ્સ |
| | વેસ્ટ મીનીસ્ટર ગેઝેટ |

| | |
|---|---|
| **અઠવાડીક વર્તમાનપત્રો.** | કેલરીઅન |
| કેશરી (૨ નકલ) | ન્યુ એજ, ન્યુ સ્ટેટસ મેન |
| યંગ ઇન્ડીઆ (૨ નકલ) | નીઅર ઇસ્ટ |
| મરાઠા | **ત્રિમાસીક.** |
| અમૃત બજાર પત્રિકા | કવોર્ટર્લી રીવ્યુ |
| લીડર | રાઉન્ડ ટેબલ. |
| કોમનવીલ | સોશીઅલ સર્વિસ કવોર્ટર્લી. |
| હિંદુ | |

**ડીફેન્સ ઓફ ઇન્ડીઆ ફોર્સ**—આ ફોર્સને માટે માણસો મેળવવા લોકમાન્ય તિલકના પ્રમુખપણા નીચે એક ગંજાવર સભા ભરવામાં આવી હતી. ત્યારબાદ બીજી બે નાની સભાઓ ભરવામાં આવી હતી. એક સભા મી૦ જમનાદાસ દ્વારકાદાસના પ્રમુખપણાં હેઠળ ચાયના બાગમા મળી હતી અને બીજી મોરારજી ગોકળદાસ હોલમાં ઓન. મી૦ એમ. એ. જીન્હાના પ્રમુખપણાં હેઠળ મળી હતી. આ ચળવળને પરિણામે આ શાખા પોલીસ કમીશનરને એકંદર ૧૨૧ રીક્રુટીંગ ફોર્મ ભરાવી મોકલી શકી હતી.

**જાપ્તાની રાજ્યનીતિ**-મીસીસ બેસંટ, મી૦ એરંડેલ અને મી૦ વાડીઆને નજરકેદ કરવાના સમાચારની ખબર પડતાં તરતજ મેનેજીંગ કમીટીએ એક જાહેરનામું બહાર પાડયું હતું. તેમાં મીસીસ બેસંટ વીગેરેને નજર કેદ કરવા સામે તેમજ લોર્ડ પેટલાંડની જાપ્તાની રાજ્યનીતિ સામે મજબુત વાંધો દરશાવ્યો હતો અને ગમે તે થાય તે છતાં લીગનું કાર્ય ચાલુ રાખવાનો દૃઢ નિશ્ચય જાહેર કર્યો હતો. એ જાહેરનામાની નકલ આ રીપોર્ટને અંતે ટાંકવામા આવી છે. સરકારે જે રાજ્યનિતિ ગ્રહણ કરી છે તેનું પરિણામ એ આવ્યું છે કે લીગને જાહેર પ્રજા તરફથી અસાધારણ બળ મલ્યું છે. એ બીના આનંદજનક છે. મીસીસ બેસંટ વીગેરેના નજર કેદ થયા બાદ શાખાના સભાસદોની સંખ્યા બેવડી વધી ગઇ. તા૦ ૯ મી ઓગસ્ટ ૧૯૧૭ ના રોજ શાખાના સભા-

સદોની સંખ્યા ૨૬૦૬ થઇ છે. ઓન. ની. એમ. એ. જીન્હાના લીગમાં જોડાયા બાદ ઘણાં જાણીતા જાહેર પુરૂષો લીગમાં જોડાયા છે. મી૦ એસ. આર. બમનજીએ એક લાખ રૂપીઆ તથા મીસ હમાબાઇ પીટીટે રૂ. ૧૫૦૦૦ ની મોટી રકમો લીગને ભેટ આપી છે.

મુંબઇની હોમ રૂલ લીગની શાખાના સભાસદો તરફથી નીચેનું જાહેરનામું બહાર પાડવામાં આવ્યું હતું:—

અમે મુંબઇની હોમ રૂલ લીગની શાખાના સભાસદો મદ્રાસના ગવર્નરે હાલમાં જે ભાષણ કર્યું છે તે તરફ અમારો મજબુત વાંધો દર્શાવીએ છીએ એ ભાષણમાં હિંદને તરત સ્વરાજ્ય આપવાની હિલચાલને વખોડી કહાડી હતી અને કહયું હતું કે હિંદની પ્રગતિ અને વ્યવસ્થાને ખાતર જલદી સ્વરાજ્ય મેળવવાના સર્વ વિચારને મગજમાંથી દુર રાખવા જોઇએ. અને ૧૯૧૬ ની પ્રજાકીય કોંગ્રેસના સ્વરાજ્યના ઠરાવ મુજબ જેઓ હિંદને તરત સ્વરાજ્ય મળે એવી દલીલ કરી કામ કરતા હતા તેઓને ધિક્કારી કાઢયા તેમજ સ્વરાજ્ય માટેની ચળવળ ચાલતી હતી તે વિષે તેમણે દર્શાવ્યું કે એ ચળવળ ડહાપણ વિનાની, ભયંકર અને હદ પાર વિનાની અભિલાષા અને હેતુ વાળી છે. અને જેઓ એ ચળવળ ચલાવતા હતા તેઓની સામે પોતાની સરકાર મજબુત પગલાં લેશે એવી ધાસ્તી આપી.

(૨) હોમ રૂલ લીગનો હેતુ સામ્રાજ્યમાં સ્વરાજ્ય મેળવવાનો છે એટલે કે નેશનલ કોંગ્રેસના બંધારણની પહેલી કલમ મુજબ લીગનો હેતુ છે. હોમ રૂલ લીગનો ખાસ જરૂરી હેતુ તો એજ છે કે ઓલ ઇન્ડીઆ કોંગ્રેસ કમીટી અને મોસલેમ લીગની કાઉન્સીલ બન્નેએ એકત્ર મળી સુધારાની જે યોજના ઘડી-કહાડી છે તેની પ્રાપ્તીને માટે કાર્ય કરવું. આ સુધારાની યોજનાને ૧૯૧૬ ની લકનૌની કોંગ્રેસે સ્વરાજ્યના માર્ગે તે નિશ્ચીત પગલુ ભરે છે એમ જાહેર કર્યું હતું. લીગના આજ હેતુઓ છે. એથી જરા પણ વિશેષ નથી, એથી જરા પણ ઓછા નથી. કોંગ્રેસના આશરા નીચે કામ કરતી તેમજ જેને કોંગ્રેસે સ્વીકારેલી છે એવી આ લીગનું કામ એ છે કે કોંગ્રેસે સુધારાઓની જે યોજના ઘડી કહાડેલી છે તેને પુષ્ટી આપવ

ભાષણો કરાવવાનું ગોઠવી, સભાઓ ભરી તેમજ ચોપાનીઆંઓ બહાર પાડી જાહેર પ્રજા તથા મતને પુરતી કેળવણી આપવી. કાયદાની હદમાં રહીને હોમ રૂલ લીગ આ કામ કરતી આવી છે અને કરે છે એથી વધુ કંઇ નથી. અમે મદ્રાસના ગવરનરને ચેલેંજ કરીએ છીએ કે કારોબારી સરકાર તરફથી કોઇ હુકમ નીકળ્યો હોય તેનો હોમરૂલ લીગે અનાદર કર્યો હોય અથવા તો કાયદાની હદમાં રહીને ચળવળ કરવાનું છોડી દીધું હોય એવું તેઓ સાબિત કરી બતાવે.

૩. લીગના માનનીય પ્રમુખ મીસીસ બેસંટને નજરકેદ કર્યાં તેમજ તેમના સાથી મી૦ અરૂંડેલ અને મી૦ બી. પી. વાડીઆની પણ તેજ દશા કરી તેની સામે અમે મજબુત વાંધો ઉઠાવીએ છીએ. તેમના બોલવા લખવા તેમજ પ્રસિધ્ધ કરવાના હક્ક ઉપર ત્રાપ મારવામાં આવી તે માટે અમારો સખત વાંધો રજુ કરીએ છીએ. કારોબારી સરકારના હાથમાં ડીફેન્સ ઓફ ઇન્ડીઆ એક્ટની જે સત્તા મુકવામાં આવી છે તેનો આ ગેર ઉપયોગ કરવામાં આવ્યો છે. આ કાયદો હિંદના રક્ષણને માટે પસાર કરવામાં આવ્યો હતો. (૧) આ કાયદાનો પ્રથમ હેતુ એ છે કે ના૦ શહેનશાહ દુશ્મનની સાથે યુધ્ધમાં ઉતરેલા છે તો દુશ્મનના એજંટો ફરતા હોય તેની સામે પગલાં લેવાં. (૨) ના૦ શહેનશાહના રાજ્યને ઉંધું વાળવા રાજદ્વારી બળવો ઉઠાવવાનાં કાવતરાં રચાતાં હોય તેની સામે પગલા લેવાનો આ કાયદાનો હેતુ છે. કાયદાની હદમાં રહીને જે ચળવળ સ્વતંત્ર રીતે ચર્ચા કરીને કરવામાં આવે છે તેને દાબી દેવાનો હેતુ એ કાયદાનો નથી. મદ્રાસ સરકારના આ કાર્યને અત્રે ન્યાય રહિત અને અયોગ્ય છે એમ કહીએ છીએ એટલુંજ નહિ પરંતુ નામદાર શહેનશાહે જે પવિત્ર વચનો આપેલાં છે અને તે મારફતે લોકોની સ્વતંત્રતા માટે ખાત્રી અપાએલી છે તેના ઉપર હુમલો થાય છે. વર્તમાન યુદ્ધ પ્રજાના હક્કો માટે લડાય છે. સ્વતંત્રતાના સિધ્ધાંતો માટે તે લડાય છે–અને હિંદના લોકોએ તેમાં પુરતી મદદ આપી છે–તે સિધ્ધાંતોની સામે આ કાયદાનો ઉપયોગ થાય છે તે તરફ અમે વાંધો દર્શાવીએ છીએ.

૪. અંતમાં અમારી જોખમદારી સંપુર્ણ રીતે અમે સમજીએ છીએ અને જે હેતુને અમે પોષીએ છીએ તે કાયદેસર તેમજ તદન સત્ય છે એવી અમારી દ્રઢ માન્યતા છે. અમારા એ હેતુને સાધ્ય કરવા માટે જે રીતીઓ અમે લઇએ છીએ તે પણ કાયદેસર છે તેથી અમારી લીગના પુજનીય

પ્રમુખ સર સુબ્રમણ્ય આયરે જે શબ્દો ઉચ્ચાર્યાં છે તેની સાથે અમે સંપુર્ણ રીતે મળતા છીએ અને તે શબ્દોને વળગી રહીએ છીએ. તે શબ્દો આ પ્રમાણે છે. "આપણે આપણા પગલાં પાછળ હઠાવી શકતા નથી. આપણે સર્વ શિક્ષાઓ સહન કરીશું, હોમ રૂલ લીગનું કામ કાયદેસર છે અને તે કાર્ય કરવાની આપણી ફરજ છે. અને તે ફરજ અદા કરતાં કરતાં આપણે આગળ વધવાનું છે, તેમજ આપણા શહેનશાહ તથા સ્વદેશ પ્રત્યે વફાદારી સાચવી રાખવા ખાતર આપણે એ ફરજમાંથી પાછા હઠી જવા નિશ્ચયપુર્વક ના પાડીએ છીએ."

# ધી હોમ રૂલ લીગ (મુંબાઈ શાખા)નું

## ૫ મી સપ્ટેમ્બર ૧૯૧૬ થી ૩૦ જુન ૧૯૧૭ સુધીનું સરવાયું.

| જ | | ઉ | |
|---|---|---|---|
| ૧. પ્રવેશ ફી ... | ૬૬૬–૦–૦ | ૧. એડમીશન ફી (સેન્ટલ બ્રાન્ચ ને મોકલી) .. | ૭૩૨– ૦–૦ |
| ૨. ભેટની રકમ · | ૧૫૧૯૪–૦–૦ | ૨. ભાડું અને કમીશન .. | ૫૮૧–૧૪–૦ |
| ૩. લાયબ્રેરી ફંડ .... | ૯૦૦–૦–૦ | ૩. ફરનીચર ... | ૧૧૪૨– ૯–૦ |
| ૪. લવાજમ, લાઇફમેમ્બર ... | ૭૫૦૦–૦–૦ | ૪. સભા અને ભાષણો .... | ૫૭૯– ૫–૯ |
| ૫. લવાજમ–મેમ્બર | ૨૪૧૨–૬–૦ | ૫. સાહિત્ય .... | ૧૦૦૮– ૬–૯ |
| ૬. ભાડું (યંગ ઇંડિયા તરફથી) .. | ૯૧–૪–૦ | ૬. લાયબ્રેરી અને વાંચનાલય ... | ૧૮૯૬– ૮–૩ |
| ૭. સાહિત્યનું વેચાણ | ૩૪–૭–૯ | ૭. પગાર ... | ૪૨૪–૧૨–૦ |
| ૮. બેજીસ ... ... | ૬–૦–૦ | ૮. સ્ટેશનરી અને છપામણી ... | ૩૫૦– ૩–૯ |
| ૯. વ્યાજ ... ... | ૨૮–૩–૦ | ૯. પોસ્ટેજ .... | ૨૪૧– ૯–૬ |
| | | ૧૦. પરચુરણ ... | ૨૭૬– ૬–૩ |
| | | બેન્ક ઑફ ઇન્ડિયા ... | ૧૯૪૨૫– ૧–૩ |
| | | શિલિક(હાથમાં) | ૭૩– ૭–૯ |
| | ૨૬૮૩૨–૪–૯ | | ૨૬૮૩૨– ૪–૯ |

શિલિક રૂા......૧૯૪૯૮–૯–૦

# BOMBAY HOME RULE SERIES.

No 1 The Policy of the Home Ruler — Price half anna.
No 2 Comparative income and poverty of India — Price half anna
No 3 Shall Colonies Rule India?
Speech by Mr H. S. L. Pollock — Price two annas.
No 4. Indentured Indian Labour — Price two annas.
No 5 Indians and Public Services — Price half anna

| स्वराज्यलेखमाला | स्वराज्यपत्रिका |
|---|---|
| १ मुदतबंदी मजुरपद्धति. किं. १ आणा | नं. १ होमरूल कां पाहिजे आहे? |
| २ हिंदी लोक व उच्च दर्जाच्या नोकऱ्या किं अर्धा आणा | नं. २ पार्लमेंटमधील हिंदुस्थान? |
| | नं. ३ हिंदुस्थानला स्वराज्य का पाहिजे याचें एक कारण. |
| | नं. ४ शिक्षण आणि स्वराज्य. |
| | नं. ५ हिंदुस्थानचें भयंकर दारिद्य. |
| | किंमत प्रत्येकी पाव आणा |

| સ્વરાજ્ય લેખમાળા | સ્વરાજ્ય પત્રિકા |
|---|---|
| ૧ સ્વરાજ્ય શા માટે? | નં. ૧ પાર્લામેન્ટમાં હિન્દ |
| ૨ સ્થાનિક સ્વરાજ્ય | નં. ૨ સામ્રાજ્યમાં સ્વરાજ્ય શા માટે? |
| ૩ પ્રાન્તિક સ્વરાજ્ય | નં. ૩ કેળવણી અને સ્વરાજ્ય |
| ૪ રાષ્ટ્રીય સ્વરાજ્ય | નં. ૪ હિન્દની ગરીબાઈ |
| ૫ સુધારાની યોજના | |

(મુંબાઇની પ્રાન્તિક કૉંગ્રેસ કમિટિએ ઘડેલી)

૬. હિન્દ અને સંસ્થાનો
૭ હિન્દી લોક અને ઉચ્ચ દરજ્જાની નોકરી

વાર્ષિક લવાજમ આના બાર (૦-૧૨-૦)

સ્વરાજ્ય લેખમાળા છુટક નકલ બે પૈસા, ૫૦ પ્રતોની — કી. ૧-૦-૦
સ્વરાજ્ય પત્રિકા „ „ ૧ પૈસો, ૧૦૦ પ્રતોની — કી. ૧-૦-૦

Also "Self Government under the British Flag" by the Hon'ble Mr V. S. Shastri

Can be had at —THE HOME RULE LEAGUE,
95I, Hornby Road, Fort, BOMBAY

સ્વરાજ્ય લેખમાલા નં. ૪.

# રાષ્ટ્રીય સ્વરાજ્ય.

લેખક

ઇન્દુલાલ કનૈયાલાલ યાજ્ઞિક,
બી. એ., એલએલ. બી.

પ્રસિદ્ધ કરનાર,

શંકરલાલ ઘેલાભાઈ બેન્કર, એમ. એ.
૨૫૧, હોર્નબી રોડ, મુંબાઈ.

કિંમત બે પૈસા. ૫૦ નકલની કીમત રૂ. ૧-૦-૦
પોષ્ટેજ શુદ્ધાં.

Printed by Ratanlal Atmaram Shah, at the Akhbar-i Soudagar Press
No. 12-16 Bank Street, Fort Bombay

Published by Shankerlal Ghelabhai Banker, M. A.
251 Hornby Road, Bombay.

# રાષ્ટ્રીય સ્વરાજ્ય.



ગામ, જીલ્લો, પ્રાંત, દેશ એ એક સુવર્ણ માલા છે. અને જેમ દેશ—અથવા રાષ્ટ્ર—હેનો એક રીતે મેરૂ છે તેમ બીજી રીતે તે આખી માલાના સુત્રરૂપે રહેલો છે. ગામ અને પ્રાંતના મમત્વનો આધાર શા ઉપર રહેલો છે? એવી કઇ મૂળ ભાવના—અથવા લાગણી છે કે જે—ગામનાં તેમજ પ્રાંતનાં—તળાવો અને નદીઓ, જમીન અને ડુંગરો, પશુ અને પ્રજા, ભાષા અને સંસ્કૃતિ, ધર્મ અને તત્વજ્ઞાન—એ સર્વને પ્રિય બનાવે છે? અંતઃકરણનું એવું કયું ઝરણ છે કે જે આપણી સ્વાર્થત્યાગ અને પરોપકારની વૃત્તિઓને પોષે છે અને વિકસાવે છે અને—કવચિત અપાર મુસ્કેલીઓ વચ્ચે અને જીવનના જોખમે—આપણને અનેક ન્હાની મ્હોટી પ્રવૃત્તિઓ કરાવે છે? પ્રેમ અને ધર્મનો પરમ સંયોગ શેમા છે? સર્વ પ્રશ્નોનો જવાબ એકજ છે—સ્વદેશપ્રેમ અને સ્વદેશાભિમાન.

## હિંદ—ખંડ કે દેશ?

પણ હિંદ માટે પ્રેમ કે અભિમાન હોઇ શકે? હિંદ એક દેશ છે કે એક વિશાળ ખંડ છે? એક પછી એક અનેક ઇંગ્રેજો—રાજપુરૂષો તથા અમલદારો, લેખકો તથા મુસાફરો અદ્દભુત હિંમતથી કહેતા આવ્યા છે અને હવે પહેલાંના કરતાં ધીમે અવાજે કહે છે કે હિન્દ એક દેશ નથી પણ એક ખંડ છે. રૂશીઆ શિવાયના યુરોપ જેટલો જેનો વિસ્તાર છે અને યુરોપના મ્હોટા દેશો જેટલી—બલ્કે તેથી પણ વધારે વસ્તી જેના દરેક પ્રાંતની છે ત્હેને દેશ કેમ કહી શકાય? ઉપરાત કાસ્મીરથી કન્યાકુમારી સુધીમાં અને કલકત્તાથી કરાંચી સુધીમાં કેટલા રંગની અને કેટલી જાતની પ્રજા વસે છે—મધ્યપ્રાંતના ગોંડથી અને દક્ષિણના ટોડાથી માંડીને પ્રતિભાશાલી બંગાળીઓ અને મુંબાઇવાસી વેપારીઓ સુધીમાં સુધારા અને જંગલીપણાની, બુદ્ધિ અને જડતાની કેટલી કોટિઓ મળી આવે છે? આ દેશમાં ભાષા અને પહેરવેશ, ધર્મ અને સંસ્કૃતિના કેટલા મ્હોટા ભેદ નજરે પડે છે? આ ભિન્નતાથી

મૂઢ બની પરદેશીઓ હમેશાં એવા નિર્ણય ઉપર આવે છે કે હિન્દ એક દેશ–રાષ્ટ્ર નથી.

આમા વાક હેમના સ્વભાવનો નથી પણ હેમની એકદેશીય ભેદ પાડવાની બુદ્ધિનો છે તેઓ જુદાઇ સહેલથી જોઇ શકે છે પણ એકતા સમજી શકતા નથી. હેમને કયાં ખબર છે કે પંજાબનો શિખ અને દક્ષિણનો વૈષ્ણવ, બંગાળનો કાળીભક્ત અને ગુજરાતનો શૈવ, હૃદયની એવી અભેદ ગ્રંથિથી જોડાયા છે કે જે સૈકાઓની અવનતિ અને પરાધીનતા પણ તોડી શકી નથી? ઉપરાત, વેદને નામે જેમ હિન્દુઓ એક થાય છે તેમ સમગ્ર અને મુસલમાનો પણ સૈકાઓના સહવાસથી એક બીજાને કળ્યા છે, હિન્દના મુસલમાનો મહમદ અને કુરાનને પુજે છે અને હીંદુઓ પરસ્પરના ધર્મ સમજ્યા છે અને હેમણે પૂર્વ ખંડની મહાન એકતા નીહાળી છે. બાકી એકજ રહ્યું–એક રાજ્ય અને એક દર્દ. અકબરના વખત પછી પહેલી વાર બ્રિટને સમગ્ર દેશને વશ કરી અને હેમના કરોડો વતનીઓને પરસ્પરના સુખદુઃખની સમજુતી કહી, હેમેનામાં સૈકાઓ સુધી સમાયેલી એકતાની જે જ્યોત જગવી છે તે આખી આલમને ચમત્કાર રૂપ લાગે છે.

## રાષ્ટ્રીય રાજતંત્ર.

આમ જો હિન્દ ભૂગોળનો આકાર નથી પણ ખરો રાષ્ટ્ર છે તો હેને સ્વભાવિક રીતે રાજતંત્ર પણ રાષ્ટ્રીય જોઇએ. જ્યાં સુધી રાષ્ટ્રીય બુધ્ધિ જાગૃત થઇ ન હોય ત્યાં સુધી તો કંપની સરકારના જેવી વેપારી રાજનીતિ કે શરૂઆતની સુધરેલા બ્રિટનની બિનસુધરેલી રાજપદ્ધતિ ચાલે–જો કે તે વખતે પણ તે અક્ષમ્ય તો ગણાયજ. પરંતુ જ્યારે પ્રજા–હેનો મ્હોટો ભાગ નહિ પણ હેના ભૂષણ રૂપ બુદ્ધિશાલી વર્ગ ઐક્યના ભાવથી અને દેશોન્નતિના સ્વપ્નથી ઉત્તેજીત થાય ત્યારે તો અણુઘડ રાજતંત્ર રાષ્ટ્રીય બનવુંજ જોઇએ.

હવે સર્વ રાષ્ટ્રીય રાજતંત્રના બે મુખ્ય લક્ષણો હોય છેઃ (૧) રાજ્ય–અન્ય દેશના નહિં પણ તેજ રાષ્ટ્રના હિતમાં ચલાવવું જોઇએ. અને (૨) રાજ્યકાર્યમા પ્રજાની સત્તા પ્રધાન હોવી જોઇએ. બીજી રીતે

કહીએ તો સુ–રાજ્ય અને સ્વ-રાજ્ય એ બન્નેથીજ રાજતંત્ર રાષ્ટ્રીય બની શકે. કદાચિત રાજ્ય એકંદર પ્રજાને હિતકર હોય પરન્તુ પ્રજાનો ત્હેમાં નહિ જેવો અવાજ હોય અને વારંવાર ઉપજતા પશ્નો વિષે તથા ત્હેના વિચારપુર્વક કરવામાં આવતા નિર્ણય વિષે જો ત્હેમને ખબર ન હોય તો સ્વાભાવિક રીતે રાજનીતિ વિષે ત્હેમને વારંવાર અમંગળ શંકાઓ થાય. ઉપરાંત પોતાના દેશમાં મુખ્યત્વે કરીને પોતેજ રાજ્ય કરવાનો સ્વાભાવિક હક અને આકાંક્ષાને બાજુએ મૂકીએ તોપણ સ્પષ્ટજ છે કે પ્રજાના પ્રતિનિધિઓની સલાહ અને સંમતિથીજ રાજ્ય ચલાવવામાં આવે છે એવી સમજથી લોકોને રાજ્યમાં અડગ વિશ્વાસ રહે છે. ઉપરાંત કોણ ના પાડશે કે ભીતરથી પ્રજાને ઓળખનાર દેશીઓજ અનેક સુધારાના ઉત્તમ અને સરળ માર્ગ યોજી શકે અને બિનઅક્કલ કે અણઘડ યોજનાઓથી પ્રજાને અસંતોષ આપે !

આપણે સુરાજ્યનું અંગ પ્રથમ લઇશું, અને હિન્દના સંબંધમાં ત્હેનો વિચાર કરતાં નિપજતા કેટલાક વિચારો જણાવીશું. હવે કોઇપણ દેશનું રાજ્ય વધારેમા વધારે હિતકારક ત્યારે નીવડે કે જ્યારે ત્હેની મર્યાદામાં અમલ કરતી સત્તાને આવક અને કર, ખર્ચ અને ખાતાનાં અનેક અટપટા સવાલોનો નિર્ણય કરવાની સંપૂર્ણ—અથવા લગભગ સંપૂર્ણ સત્તા હોય. ત્યારે અર્થાત દીલ્હી કે સીમલાની એકાંતમાં પણ હિન્દની સરહદમાંજ રાજ્ય કરતી વડી સરકારને ઓછામાં ઓછા આન્તર રાજનીતિના સવાલોનો સ્વતંત્રપણે નિર્ણય કરવાની સત્તા મળે નહિં ત્યાં સુધી હિન્દનાજ હિતમાં રાજતંત્ર કદી પણ ચાલી શકે નહિ. પરન્તુ હાલ શી સ્થિતિ છે ? વડી સરકાર ઉપર બે મ્હોટા અંકુશ છે. (૧) હિન્દી વજીર અને ત્હેની સભાનો, અને ત્હેની મારફત બ્રિટિશ પ્રધાનમંડળનો અને (૨) બ્રિટિશ પાર્લામેન્ટનો.

## હિંદી વજીરની સત્તા.

પાર્લામેન્ટ કરતાં પણ હિન્દી વજીરનો અંકુશ વધારે સીધો અને સખ્ત છે માટે તે પહેલો લઇએ. પાર્લામેન્ટે પસાર કરેલા કાયદાઓ અનુસાર હિન્દનું રાજતંત્ર હિન્દી સરકારના હાથમાં નહિં પણ હિન્દી

વજીરને હસ્તક છે અને પાર્લામેન્ટ ફક્ત તેના ઉપર દેખરેખ રાખે છે. પરિણામે જ્યારે હિન્દી સરકાર કંઇ પણ અગત્યનું પગલું ભરવા ઇચ્છે–પછી તે રાજનીતિનો જ્યારે જરા ફેરફાર હોય કે અમુક નાણાંનું ખર્ચ હોય–તો ૭ હજાર માઇલ દૂર વ્હાઇટ હૉલની કોટડીમાંથી હિન્દનું નશીબ સાચવનાર હિન્દી વજીરની સંમતિ તેમા મેળવવી પડે છે. ઘણી ખરી બાબતોમાં વજીર હિન્દી સરકારનો નિર્ણય બહાલ રાખે છે એ કહેવું નિરર્થક છે; કારણ કે જે વિષે પોતાને વધારાની ખબર ન હોય અને જેમાં બ્રિટનનો કે સંસ્થાનોનો સ્વાર્થ ન રહ્યો હોય તેમાં તે દૂર પ્રજાની વચ્ચે વસતા સત્તાધારીઓનો નિર્ણય બહાલ રાખે એમાં કંઇ આશ્ચર્ય નથી. પણ જ્યારે ઇંગ્લંડનો કે ત્હેના માન્ચેસ્ટર જેવા એક ભાગનો સ્વાર્થ રાજનીતિમા સમાયેલો હોય છે ત્યારે હિન્દને હમેશા અન્યાય થયેલો છે એ પણ જાણીતું જ છે. હાલની રાજકીય બંધારણનીજ નહિં પણ કેવળ વહીવટની જંગી ઇમારતની ન્હાનામા ન્હાની ઇંટ પણ ફેરવવાને માટે હિન્દની જવાબદાર સરકારને હિન્દી વજીર સાથે લખાણ કરવું પડે એ જેટલુ સરકારને ત્રાસજનક છે તેટલું પ્રજાને અપમાનકારક છે.

હિન્દની વડી સરકાર ઉપર હિન્દી વજીર નીચેની મુખ્ય સત્તાઓ ચલાવતા જણાય છે.

## યુદ્ધનો ખર્ચ.

(૧) પરરાજ્ય સાથે યુદ્ધનો ખર્ચ હિન્દને માથે–હિન્દી સરકારના મજબુત પોકાર સ્હામે–હમેશાં કેવી રીતે ચ્હડાવવામાં આવ્યો છે તે આપણે જાણીએ છીએ. બ્રિટીશ પ્રધાનમંડળના એક પ્રતિનિધિ તરીકે હિન્દી વજીર અમુક રાજ્ય સાથે લડાઇમાં ઉતરવાનો હુકમ આપણી સરકારને આપી શકે છે અને વધારામા ત્હેનો ખર્ચ પોતાની મરજી માફક હિન્દની આવક ઉપર નાખી શકે છે. બધા યુદ્ધ હમેશા ઇંગ્લંડનાજ લાભને ખાતર લ્હડાયાં છે અથવા લ્હડાશે એમ અમે કહેતા નથી. પરન્તુ હિન્દનો ઇતિહાસ જેમણે વાંચ્યો હશે તેઓ જોઇ શકશે કે હિન્દમાં મેળવેલા રાજ્યના બચાવની ખાતર કેટલાં થોડાં યુદ્ધ થયાં છે અને વધારાના પ્રદેશની જીત ખાતર અથવા તો બ્રિટનની યુરોપીય રાજનીતિને અંગે કેટલા બધા ભારે વિગ્રહમાં હિન્દ

પ્રથમ તો શ્રીયુત રમેશ ચન્દ્ર દત્તે વારંવાર કહ્યું છે તે પ્રમાણે હિન્દની જીતનો ખર્ચ હિંદીઓના ખીસામાંથીજ લેવામાં આવ્યો છે. કંપની સરકારે શરૂઆતમાં સ્થાપેલી અડધો ડઝન વેપારી કોઠીઓની સલામતી માટે આટલાં બધાં યુદ્ધ લ્હડવાની અને ધીમે ધીમે આખું હિંદુસ્થાન જીતવાની જરૂર ન હતી; અને છતાં તે માટે કરવામાં આવેલા મ્હોટા દેવાનું વ્યાજ કંપની સરકારે હિન્દની આવકમાંથીજ આપ્યું એટલુંજ નહિ પણ જ્યારે ૧૮૫૮ માં બ્રિટિશ સરકારે હિન્દનું રાજ્ય પોતાને હસ્તક લીધું ત્યારે તે દેવું કંપનીને પાછું વાળી આપ્યું. પરન્તુ બ્રિટિશ સરકાર આટલેથીજ અટકી હોત તો સારૂં હતું. પરન્તુ ૧૮૫૭ ના બળવાની ગંભીર અસરમાંથી હિન્દની તીજોરી ભાગ્યેજ ઉંચી આવી હતી. તેટલામાં ઉપરા ઉપરી અનેક વિગ્રહો બ્રિટનના હુકમથી હિન્દને લ્હડવા પડયા એટલુંજ નહિ પણ–એક જુજ અપવાદ શિવાય–તે સર્વેનો ખર્ચ હિન્દને સહેવો પડયો. અફઘાનો સાથે બીજો વિગ્રહ અને બ્રહ્મદેશ સાથે યુદ્ધ કોના લાભમાં કરવામાં આવ્યાં હતાં–હિન્દના કે ઇંગ્લંડના ? ખૈબર અને બોલન પાસ આગળ પગપેસારાની રાજનીતિ (forward policy) વર્ષો સુધી ચલાવવાથી કલ્યાણ કોનું થયું છે–હિન્દનું કે ઇંગ્લંડનું ? સીકીમ અને તીબેટ અને બીજે અનેક ઠેકાણે ભપકાદાર લશ્કરો કોની પ્રતિષ્ઠા માટે મોકલવામાં આવ્યાં હતાં ? અને આ બધાં મ્હોટા યુધ્ધો અને લશ્કરી રમતો માટે સન ૧૮૮૪ માં જ્યારે લૉર્ડ રીપને પોતાનો હોદ્દો છોડયો ત્યારથી ગયા સૈકાની છેવટમાં જ્યારે વેલ્બી કમીશન ખર્ચની તપાસ માટે નીમાયું ત્યાં સુધી અને તે પછી પણ લશ્કરનો વધારો કોને માટે કરવામાં આવ્યો—હિન્દને કે ઇંગ્લંડને માટે ? આપણા આગેવાનોએ તેમજ અનેક બ્રિટિશ રાજપુરૂષોએ આ સર્વ યુદ્ધનો ખર્ચ હિંદ ઉપર નાંખવાની સ્હામે મજબુત પોકાર કર્યો છે. પણ હિંદી વજીર પોતાને હિંદનો નહિં પણ બ્રિટનનો જ સેવક સમજે છે, અને બ્રિટિશ પ્રધાનમંડળના હુકમને અનુસરી ગરીબડા હિન્દ ઉપર કચરી નાંખે એવો ભારે બોજો વારંવાર નાંખે છે. હાલનું યુદ્ધ આથી જુદા પ્રકારનું છે કારણકે ઇંગ્લંડની નવુ જીતનો નહિં પણ ત્હેની પોતાની સલામતીનો સવાલ ત્હેમાં રહેલો છે.

આ ઉપરથી જણાશે કે વારંવાર હિન્દને યુદ્ધમાં હોમવાની અને ત્હેનો ખર્ચ ત્હેનેજ શિરે ન્હડાવવાની: હિન્દી વજીરની સત્તાએ,

આપણને ઘણું નુકસાન કર્યું છે. અને જ્યાં સુધી સંસ્થાનોના મંત્રીની માફક હિન્દી વજીરની પણ આ વિષે સત્તાઓ ઘણે અંશે કાપવામાં આવશે નહિ ત્યાં સુધી બ્રિટીશ રાજનીતિની શેત્રંજમાં હિંદ હમેશાં એક સોંકટાનો દયાજનક ભાગ ભજવશે.

## કરની સત્તા.

(૨) હિન્દનાં બ્હારામાંથી પસાર થતા માલ ઉપર કર નાંખવાની હિન્દી સરકારની સત્તા ઉપર પણ હિન્દી વજીરનો મજબુત અંકુશ છે. પોતાના દેશના ઉદ્યોગોના રક્ષણ માટે તથા સામાન્ય રીતે આર્થિક વિકાસ માટે આયાત ઉપર યોગ્ય કર નાંખવો એ દરેક રાજસત્તાની ફરજ છે. જે વખતે હિન્દનો વણાટનો હુન્નર પુર બ્હારમાં હતો અને હિન્દનો માલ યુરોપમાં છેક ઇંગ્લંડ સુધી પહોંચતો હતો ત્યારે શરૂઆતમાં પોતાના દેશી ઉદ્યોગના અને પછી સાંચાકામનાં કારખાનાનાં રક્ષણ માટે ઇંગ્લંડે ૭૫,૮૦ અને તેથી પણ વધારે ટકાની જકાત આપણા માલ ઉપર નાંખી હતી. ધીમે ધીમે ઇંગ્લંડના હુન્નરોનો સુર્ય તપ્યો એટલે ત્હેને રક્ષણની જરૂર રહી નથી. પણ આથી પોતાની અપ્રતિબંધ વેપારની (*free trade*) પદ્ધતિનું હિન્દ ઉપર દબાણ કરીને હિન્દી વજીરે આ દેશને ઘણું નુકસાન કર્યું છે. બ્હારનો સોંઘો માલ આવવાથી આપણા જુના ઉદ્યોગો તૂટી ગયા છે—હજી વધારે ને વધારે તૂટે છે; જ્યારે તેજ કારણથી નવા થોડાજ હુન્નરો આપણે વસાવી શકયા છીએ.

આમાં ઇંગ્લંડનો સ્વાર્થ સ્પષ્ટ છે; કારણ કે માન્ચેસ્ટરના વેપારીઓનો માલ હિન્દમા મ્હોટા જથ્થામાં ખપે છે. બે પ્રસંગ ઉપર આ વાત આપણને વધારે સ્પષ્ટ થઇ છે. ગયા સૈકાની આખરમાં રૂપાનો ભાવ વધારે ને વધારે ઘટવાથી હિન્દી સરકારને પૈસાની તુટ પડી અને ત્હેમણે આયાત ઉપર કર નાંખવાનો નિશ્ચય કર્યો—જે કર પહેલાં લૉર્ડ રીપનના વખતમાં કાઢી નાંખવામાં આવ્યા હતા. સુતરના માલની આયાત ઘણી મ્હોટી હોવાથી સ્વાભાવિક રીતે ત્હેના ઉપર કર નાંખવાનો નિશ્ચય થયો. પરન્તુ ત્હેના ઉપર સાડા ત્રણ ટકાનો જુજ કર નાંખતાં પણ માન્ચેસ્ટરની મીલોને રખેને ધોકો લાગે એ ધાસ્તીથી આપણાં કાપડ ઉપર તેટલો જ અન્યાયી કર નાંખવામાં

આવ્યો. આપણો હુન્નર ઉગતી દશામાં હતો છતાં પણ આ અતિશય હાનિકારક કર નાંખવાનો હુકમ બ્રિટિશ સરકારે હિન્દી સત્તાને કર્યો. આથી હિન્દમાં જે ઉંડો અસંતોષ ઉત્પન્ન થયો છે તે વર્ષો જતાં શમવાને બદલે વધ્યો છે; અને તે નીકળી જશે ત્યારે પણ ઇંગ્લંડના પાપનું પ્રાયશ્ચિત થશે નહિં.

બીજો દાખલો આપણા મનમાં તાજોજ છે. નાણાંની તાણના હાલના વખતમાં હિન્દી સરકારે સુતરના આયાત માલ ઉપર જકાત વધારવાની અને હિન્દની મીલોને નડતો એકસાઇઝનો કર કાઢી નાંખવાની પરવાનગી હિન્દી વજીર પાસે માગી. પણ તેઓએ જવાબ વાળ્યો કે હાલના વખતમાં આવું પગલું ભરવાથી જુની તકરારો—અર્થાત માન્ચેસ્ટરના મુઠીભર વેપારીઓની ફરીયાદો ફરીથી ઉભરશે; માટે આવુ સ્થિતિ લડાઇના અંત સુધી કાયમ રાખવીજ જોઇએ. જે વખતે ઇંગ્લંડવાસીઓ લડાઇ ચલાવવાને કરનો અઠળક ભાર ઝીલે છે તે વખતે તેજ લડાઇમાં મદદ કરનાર હિન્દને સુતર ઉપર જરા વધારે કર નાંખવા દેવામાં આવ્યો હોત તો ઇંગ્લંડને કીડીના ચટકા જેટલો પણ તેહેનો ડંખ ન લાગત. પણ લડાઇને નામે હિન્દી વજીરે વડી સરકારનો આ સ્તુત્ય પ્રયાસ અટકાવ્યો અને ઇંગ્લંડની સત્તા ઉપર હિન્દની પરાધીનતાનો સ્પષ્ટ દાખલો આપ્યો.

ઉદ્યોગોના વિકાસ વિશે તપાસ કરવાને હૉલેન્ડ કમીશન નીમાયું છે પણ તેહેની તપાસમાંથી સામ્રાજ્ય સાથે હિન્દની નાણાં સંબંધી રાજનીતિના સવાલ બાતલ કરવામાં આવ્યા છે. આ ઉપરથી આપણને ખાસ કરીને લાગે છે કે જ્યાં સુધી આયાત નિકાસ ઉપર હિન્દના હિત માટે જરૂરજોગા કર નાંખવાની સત્તા હિન્દી વજીરની મહેરબાની ઉપરજ રહેશે ત્યાં સુધી હિન્દના આર્થિક વિકાસની આશા થોડીજ છે.

## અંદાજપત્ર અને ખર્ચ.

(૩) પ્રાંતિક સ્વરાજ્ય વિશે લખતાં અમે જણાવ્યું હતું તે પ્રમાણે જેમ પ્રાંતિક રાજ્યના ખર્ચ ઉપર વડી સરકારનો સખ્ત અંકુશ છે તેમ તેહેના ઉપર હિન્દી વજીરનો પણ અંકુશ તેહેવોજ છે. વધુ ખર્ચ વિશે હિન્દી

આપણુને ઘણું નુકસાન કર્યું છે. અને જ્યાં સુધી સંસ્થાનોના મંત્રીની માફક હિન્દી વજીરની પણ આ વિષે સત્તાઓ ઘણે અંશે કાપવામાં આવશે નહિ ત્યાં સુધી બ્રિટીશ રાજનીતિની શેત્રંજમાં હિંદ હમેશાં એક સોંકટાનો દયાજનક ભાગ ભજવશે.

## કરની સત્તા.

(૨) હિન્દનાં બ્હારામાંથી પસાર થતા માલ ઉપર કર નાંખવાની હિન્દી સરકારની સત્તા ઉપર પણ હિન્દી વજીરનો મજબુત અંકુશ છે. પોતાના દેશના ઉદ્યોગોના રક્ષણ માટે તથા સામાન્ય રીતે આર્થિક વિકાસ માટે આયાત ઉપર યોગ્ય કર નાંખવો એ દરેક રાજસત્તાની ફરજ છે. જે વખતે હિન્દનો વણાટનો હુન્નર પુર બ્હારમાં હતો અને હિન્દનો માલ યુરોપમાં છેક ઇંગ્લંડ સુધી પહોંચતો હતો ત્યારે શરૂઆતમાં પોતાના દેશી ઉદ્યોગના અને પછી સાંચાકામનાં કારખાનાનાં રક્ષણ માટે ઇંગ્લંડે ૭૫,૮૦ અને તેથી પણ વધારે ટકાની જકાત આપણા માલ ઉપર, નાંખી હતી. ધીમે ધીમે ઇંગ્લંડના હુન્નરોનો સુર્ય તપ્યો એટલે ત્હેને રક્ષણની જરૂર રહી નથી. પણ આથી પોતાની અપ્રતિબંધ વેપારની (free trade) પદ્ધતિનું હિન્દ ઉપર દબાણ કરીને હિન્દી વજીરે આ દેશને ઘણું નુકસાન કર્યું છે. બ્હારનો સોંઘો માલ આવવાથી આપણા જુના ઉદ્યોગો તૂટી ગયા છે—હજી વધારે ને વધારે તૂટે છે; જ્યારે તેજ કારણથી નવા થોડાજ હુન્નરો આપણે વસાવી શકયા છીએ.

આમાં ઇંગ્લંડનો સ્વાર્થ સ્પષ્ટ છે, કારણ કે માન્ચેસ્ટરના વેપારીઓનો માલ હિન્દમાં મ્હોટા જથ્થામાં ખપે છે. બે પ્રસંગ ઉપર આ વાત આપણુને વધારે સ્પષ્ટ થઇ છે. ગયા સૈકાની આખરમાં રૂપાનો ભાવ વધારે ને વધારે ઘટવાથી હિન્દી સરકારને પૈસાની તુટ પડી અને ત્હેમણે આયાત ઉપર કર નાંખવાનો નિશ્ચય કર્યો—જે કર પહેલાં લૉર્ડ રીપનના વખતમાં કાઢી નાંખવામાં આવ્યા હતા. સુતરના માલની આયાત ઘણી મ્હોટી હોવાથી સ્વાભાવિક રીતે ત્હેના ઉપર કર નાંખવાનો નિશ્ચય થયો. પરન્તુ ત્હેના ઉપર સાડા ત્રણ ટકાનો સુજ કર નાંખતાં પણ માન્ચેસ્ટરની મીલોને રખેને ધોકો લાગે એ ધાસ્તીથી આપણાં કાપડ ઉપર તેટલો જ અન્યાયી કર નાંખવામાં

આવ્યો. આપણો હુન્નર ઉગતી દશામાં હતો છતાં પણ આ અતિશય હાનિકારક કર નાંખવાનો હુકમ બ્રિટિશ સરકારે હિન્દી સત્તાને કર્યો. આથી હિન્દમાં જે ઉંડો અસંતોષ ઉત્પન્ન થયો છે તે વર્ષો જતાં શમવાને બદલે વધ્યો છે; અને તે નીકળી જશે ત્યારે પણું ઇંગ્લંડના પાપનું પ્રાયશ્ચિત થશે નહિં.

બીજો દાખલો આપણા મનમાં તાજોજ છે. નાણાંની તાણના હાલના વખતમાં હિન્દી સરકારે સુતરના આયાત માલ ઉપર જકાત વધારવાની અને હિન્દની મીલોને નડતો એકસાઇઝનો કર કાઢી નાંખવાની પરવાનગી હિન્દી વજીર પાસે માગી. પણ તેઓએ જવાબ વાળ્યો કે હાલના વખતમાં આવું પગલું ભરવાથી જુની તકરારો–અર્થાત માન્ચેસ્ટરના મુઠીભર વેપારીઓની ફરીયાદો ફરીથી ઉભરશે; માટે ચાલુ સ્થિતિ લડાઇના અંત સુધી કાયમ રાખવીજ જોઇએ. જે વખતે ઇંગ્લંડવાસીઓ લડાઇ ચલાવવાને કરનો અઢળક ભાર ઝીલે છે તે વખતે તેજ લડાઇમાં મદદ કરનાર હિન્દને સુતર ઉપર જરા વધારે કર નાંખવા દેવામાં આવ્યો હોત તો ઇંગ્લંડને કીડીના ચટકા જેટલો પણ ત્હેનો ડંખ ન લાગત. પણ લડાઇને નામે હિન્દી વજીરે વડી સરકારનો આ સ્તુત્ય પ્રયાસ અટકાવ્યો અને ઇંગ્લંડની સત્તા ઉપર હિન્દની પરાધીનતાનો સ્પષ્ટ દાખલો આપ્યો.

ઉદ્યોગોના વિકાસ વિશે તપાસ કરવાને હૉલેન્ડ કમીશન નીમાયું છે પણ ત્હેની તપાસમાંથી સામ્રાજ્ય સાથે હિન્દની નાણાં સંબંધી રાજનીતિના સવાલ બાતલ કરવામાં આવ્યા છે. આ ઉપરથી આપણને ખાસ કરીને લાગે છે કે જ્યાં સુધી આયાત નિકાસ ઉપર હિન્દના હિત માટે જરૂરજોગા કર નાંખવાની સત્તા હિન્દી વજીરની મહેરબાની ઉપરજ રહેશે ત્યાં સુધી હિન્દના આર્થિક વિકાસની આશા થોડીજ છે.

## અંદાજપત્ર અને ખર્ચ.

(૩) પ્રાંતિક સ્વરાજ્ય વિશે લખતાં અમે જણાવ્યું હતું તે પ્રમાણે જેમ પ્રાંતિક રાજ્યના ખર્ચ ઉપર વડી સરકારનો સખ્ત અંકુશ છે તેમ ત્હેના ઉપર હિન્દી વજીરનો પણ અંકુશ ત્હેવોજ છે. વધુ ખર્ચ વિશે હિન્દી

સરકારની મર્યાદાઓ નીચે પ્રમાણે છેઃ—

(અ) હિન્દી વજીરની સંમતિ શિવાય વડી સરકાર રૂ. ૫૦૦) થી વધારે માસિક પગારની નવી જગ્યા સ્થાપી શકે નહિ અને ચાલુ જગ્યાનો પગાર રૂ. ૭૫૦) થી વધારે કરી શકે નહિ. આમ ઉંચા પગારની જગ્યાઓ સ્થાપવા માટે પ્રાન્તિક તેમજ વડી સરકારને હિન્દી વજીરની રજા માગવી પડે.

(આ) હિન્દી વજીરની સંમતિ શિવાય રૂ. ૫૦,૦૦૦ થી વધારે કાયમના ખર્ચે વડી સરકાર કોઇ આફીસ કે ખાતાની નવી વ્યવસ્થા કરી શકે નહિ ખાતામાં કોઇ એક જગ્યા માટે આ સંમતિની જરૂર ન હોય તો પણ આ નિયમ લાગુ પડે છે.

આમ ખર્ચના પ્રમાણમાં ઘણી બારીક વિગતોમાં હિન્દી વજીર ઉતરે છે એટલુંજ નહિં પણ તે વડી સરકારનું અંદાજપત્ર—જેમાં સર્વ પ્રાંતોનાં અંદાજપત્રનો સમાવેશ કરવામાં આવે છે તે ઘણી ઝીણવટથી તપાસે છે અને પોતાને ઠીક લાગે તે સુધારા સુચવે છે. તે પોતે ઇંગ્લંડમાં હોવાથી પોતાની ઓફીસના ખર્ચની તેમજ લશ્કરી અને બીજા ખર્ચ ખાતે દર વર્ષે ઇંગ્લંડ મોકલવામાં આવતી લગભગ ત્રીશ કરોડની "હોમ ચાર્જ" ની રકમ તે સ્વભાવિક રીતે ખાસ કરીને તપાસે છે. હિન્દી રાજ્યની શીલીક-જેનો કેટલોક ભાગ હેની પાસે ઇંગ્લંડમાં રહે છે-તે તેમજ "ગોલ્ડ સ્ટેંડર્ડ રીઝર્વ" "પેપર કરન્સી રીઝર્વ" વગેરે ફંડોનાં પોતાના હાથમા રહેતાં નાણાં ઉપર હેની શી અસર થશે તે પણ ખાસ કરીને જુએ છે. ઘણીવાર અહીંઆ જરૂરી લાગતા ખર્ચની ઉપયોગિતા દૂરથી સમજવાને નિરર્થક પ્રયત્ન કરીને તે મુલતવી રાખવાનો હુકમ વારંવાર કરે છે.

અત્રે એક વાત સ્પષ્ટ કરવી જોઇએ. દરેક કારોબારી સત્તા ઉપર કોઇ પ્રકારનો અંકુશ તો હોવોજ જોઇએ અને તે અંકુશ હિન્દી સરકાર ઉપર યોજાવો જોઇએ એ વાત આપણને માન્ય છે. પણ સવાલ એ છે કે એ અંકુશ બ્રિટિશ વાતાવરણથી ઘેરાએલો હિન્દી વજીર ઘણે દુરથી યોગ્ય રીતે મૂકી શકે કે-બીજા સુધરેલા દેશોની માફક-વડી ધારાસભામાં બીરાજતા પ્રજાના પ્રતિનિધિઓ ? અમે માનીએ છીએ કે હાલ પણ હિન્દી વજીરની સત્તા ઘણી બાબતોમાં અકારણ અંતરાય રૂપ હોવા છતાં, અમુક રીતે કર-

કેસરમાં સહાયભૂત થતી હશે. પરંતુ અમારી ખાત્રી છે કે જો તે જ અંકુશ મૂકવાની સત્તા પાર્લામેન્ટની માફક આપણી ધારાસભાને સોંપવામાં આવી હોત તો વધારે હિતકર પરિણામ આવ્યાં હોત.

## રાજનીતિના પ્રશ્નો.

(૪) ચોથી અને જે છેલ્લી બાબતમાં હિંદી વજીરની સત્તા આપણું સ્પષ્ટ રીતે જણાય છે તે સામાન્ય રાજનીતિના પ્રશ્નો છે. હિન્દના રાજ બંધારણમાં ફેરફાર તો પાર્લામેન્ટજ કરી શકે છે અને તે હાલ વ્યાજબી છે–જો કે દક્ષિણ આફ્રિકાને સ્વરાજ્ય આપતાં જે કાયદો ઘડવામાં આવ્યો છે તેમાં ફેરફાર કરવાની સત્તા ત્યાંની પાર્લામેન્ટને જ આપવામાં આવી છે. પરન્તુ હિન્દની આન્તર વ્યવસ્થામાં રાજનીતિના જે સર્વ ન્હાના મ્હોટા સવાલો ઉપસ્થિત થાય તે વિશે હિન્દી વજીરની સંમતિ શિવાય વડી સરકાર કંઇ પગલું ભરી શકે નહિ. વડી અને પ્રાન્તિક સરકાર વચ્ચે ખાતાંની વહેંચણી કરવાની હોય કે પ્રાંતિક સત્તાને કંઇ વધારે હક આપવાના હોય; મ્યુનિસિપાલીટીને પોતાના પ્રમુખ નીમવાની સત્તા આપવાની હોય કે લોકલ બોર્ડને નવા કર નાંખવાની પરવાનગી આપવાની હોય; નવી યુનિવર્સિટિ સ્થાપવાની અથવા મંજુર કરવાની હોય કે પ્રાથમિક કેળવણીના પ્રસારમાં સત્વર વધારા કરવાના હોય; જમીનનાં મહેસુલનો વધારો કાયદાથી નિયામત કરવાનો હોય કે સુખાકારીનાં સાધનોની નવી યોજના કરવાની હોય–ટુંકામાં સમસ્ત હિન્દને લગતા કોઇ વ્યાપક પ્રશ્નથી માંડીને ન્હાનામાં ન્હાના ગામડાને લગતી નિશાળ કે કુવાની બાબત સુધી સર્વમાં હિન્દી વજીરનો અભિપ્રાય મેળવવો અને અનુસરવો જોઇએ. જેમણે પ્રાંતિક સત્તા, સ્થાનિક સ્વરાજ્ય, સિવિલ સર્વિસ વગેરે અનેક સવાલો વિશે પ્રસિદ્ધ થયેલા વડી સરકાર અને હિન્દી વજીર વચ્ચેના પત્રવ્યવહાર વાંચ્યા હશે તેઓ આ પરાધીનતા સારી રીતે સમજી શકશે. જો કોઇ સમભાવશીલ વજીર હિંદને મળે તો ઘણા સુધારા થઇ શકે; પણ જો વજીર ઠંડો હોય અથવા ઓછો કલ્પનાશીલ હોય તો પાકવા આવેલી અનેક યોજનાઓ મુલતવી રહે અને જરૂરી સુધારા લાંબા કાળ સુધી અટકી પડે

કર નાંખવાની ભલામણ કરેલી હતી. ઉપરાંત પાર્લામેન્ટની સત્તાના ગંભીર દુરૂપયોગનો એક દાખલો આપણી નજર આગળ તરે છે. કોઇ પણ પ્રાંતમાં નવી કારોબારી સભા સ્થાપવાની દરખાસ્ત હિન્દી સરકાર કરે ત્યારે ત્હેનો અમલ થોભાવવાની પાર્લામેન્ટને સત્તા આપવામા આવી છે. આથી જ્યારે આપણા છેલ્લા વાઇસરૉય લૉર્ડ હાર્ડિંજે ઘણી મુશ્કેલીઓ વચ્ચે સંયુક્ત પ્રાંતોમાં કારોબારી સત્તા સ્થાપવાનો નિશ્ચય કર્યો ત્યારે અપાર અજ્ઞાન અને આશ્ચર્યકારક મૂર્ખાઇથી અમીરોની સભાએ તે સુધારો અટકાવ્યો. પાર્લામેન્ટ પાસે આપણે ભવિષ્યમાં શી આશા રાખી શકીએ ત્હેનો આ અસરકારક દાખલો છે.

ખરી રીતે જોતા પાર્લામેન્ટ કંઇ કરે તેજ આશ્ચર્ય ગણાય. જે પ્રધાનમંડળને પાર્લામેન્ટનો પૂરેપૂરો ટેકો હોય ત્હેના અંગભૂત હિન્દી વજીર ઉપર તે સભા કંઇ પણ ટીકા શા માટે કરે? સ્હામા પક્ષવાળાઓને પણ હિન્દના સવાલોમાં રસ નથી કારણકે હિન્દના રાજકીય ખર્ચની એક પાઇ પણ ત્હેમને આપવી પડતી નથી. આમ હિન્દ અને ઇંગ્લંડનો સ્વાર્થ પરસ્પર વિરૂદ્ધ હોય ત્યારે હિન્દને નુકશાન કરવાની પાર્લામેંટને ટેવ છે ત્યારે હિન્દના રાજતંત્ર ઉપર બારીક તપાસ રાખવાની કે હિંદના વિકાસમાં સહાય આપવાની ત્હેને કંઇજ ચીવટ નથી.

## પ્રજાકીય રાજતંત્ર.

આટલું, હિન્દના રાજતંત્ર ઉપર હિન્દી વજીર અને પાર્લામેન્ટના અંકુશ વિષે. પરન્તુ હિન્દની સરકાર હાલ આપણી પોતાની હોય–ખરેખર હિન્દી–રાષ્ટ્રીય હોય એમ આપણને લાગે છે? ગવર્નર–જનરલથી માંડીને ગામડાના ચોકીદાર સુધી બધી જગ્યાઓ હિન્દીઓનેજ મળવી જોઇએ, હિન્દમાં હવે બધી સત્તા કેવળ હિન્દીવાનોના હાથમાંજ હોવી જોઇએ એવી માગણી કોઇ જવાબદાર હિન્દીવાને કરી નથી અને અમે પણ એવો હક રજુ કરતા નથી. પરન્તુ બીજી પાસ એ પણ સ્પષ્ટ છે કે હાલની માફક સર્વ ઉચી નોકરીમાથી હિન્દીઓનો બહિસ્કાર કરવામાં આવશે અને વડી ધારાસભા અને કારોબારી સભામાં હિન્દીઓને નામનીજ સત્તા આપવામાં આવશે ત્યાંસુધી રાજતંત્રને પ્રજા પોતાનું ગણાશે નહિ.

હવે રાજ્ય સાથે પ્રજાનું ઐક્ય ત્યારેજ બંધાય કે જ્યારે ગામડાં અને તાલુકાથી માંડીને સમગ્ર હિન્દની સત્તાધારી સભાઓમાં પ્રજાને માનભર્યું સ્થાન મળે ત્યારે જીલ્લાનાં સ્થાનિક મંડળો અને પ્રાંતિક ધારાસભા વિશે આપણે આગળ ચર્ચા કરી ગયા છીએ માટે હવે વડી સરકારનોજ વિચાર કરીશું. હાલ વડી ધારાસભામાં ચુંટાયેલા તો શું પણ સર્વ બિનઅમલદારી સભાસદો કરતાં પણ અમલદારોની સંખ્યા વધારે છે જેથી કાયદાઓમાં તેમજ ઠરાવોમાં હમેશાં સરકારનું ધાર્યું થાય-પછી પ્રજા અને ત્હેમના પ્રતિનિધિઓનો મત ગમે તેટલો વિરૂદ્ધ હોય, છતાં અમલદારોમાં પણ ઘણા હિન્દી હોય તો આપણા અંતઃકરણને દીલાસો લેવાનું કારણ રહે, પરન્તુ કારોબારી સભાના સર્વ સભાસદો એક શિવાય બધા ઇંગ્રેજ હોય છે. આથી જ્યારે જ્યારે આપણી અને ત્હેમની વચ્ચે મતભેદ થાય છે. ત્યારે આપણને તીવ્ર અસંતોષ અને ઉગ્ર ક્રોધ થવા ઉપરાંત ક્વચિત જાતીય વિરોધ ઉત્પન્ન થવાનો સંભવ રહે છે. અનુભવી અને વિદ્વાન હિન્દીવાનો અત્યંત વિચારપૂર્વક સુધારાની નરમમાં નરમ દરખાસ્ત રજુ કરે છે ત્યારે પણ ઘણી ખરીવાર તે તપાસ થાયછે, જ્યારે બીજી પાસ થાયછે આપણને સ્પષ્ટ રીતે અન્યાયયુક્ત અને હાનિકારક લાગતા કાયદાઓ આપણા પ્રતિનિધિઓના લાગણીભર્યા પોકાર સ્હામે પસાર કરવામાં આવે છે. સ્વરાજ્યના ઠરાવ વિશે છેલ્લી કોંગ્રેસમાં શ્રીયુત પંડિત મદન મોહન માલવીઆએ ખરૂંજ કહ્યું હતું કે જ્યાં સુધી વડી ધારાસભામા લોકોના ચુંટાએલા સભાસદોની વધુ સંખ્યા થશે નહિ ત્યાં સુધી કંઇ પણ સંગીન સુધારા થવા અશક્ય છે.

કારોબારી સત્તામાં તો આપણું આથી પણ વધારે મ્હોટું ગીંડું છે. કારોબારી મંડળના સાત સભાસદોમાં એક હિંદી અને તે પણ ચુંટાયેલો નહિં પણ નીમાયલો. આનો અર્થ સર અલી ઇમામ કે સર શંકર નાયરના કાર્યની ટીકા કરવાનો નથી; ત્હેમની સ્થિતિ કેટલી કઠિન અને મુસ્કેલી ભરેલી છે એ અમે સમજીએ છીએ; પણ અમારો વાંધો હિન્દી સભાસદની હાલની સંખ્યા અને ત્હેની નીમણુકની પદ્ધતિ સ્હામે છે. એક પાસ ત્હેમની સંખ્યામાં વધારો થવો જોઇએ-અર્થાત કારોબારી સભામાં ઓછામા ઓછી અડધી સંખ્યા હિન્દીવાનોની હોવી જોઇએ અને બીજી પાસ તેઓ પણ પ્રજાકીય ધારાસભો તરફથી ચુંટાવા જોઇએ.

ઉપરાંત સરકાર જ્યારે કંઇ અગત્યનું પગલું ભરે અથવા કો ખાતાની વ્યવસ્થા કરે છે ત્યારે લોકોના મત મેળવ્યા શિવાય, પોતાન ઉંચા અમલદારોની સલાહ લઇ એકદમ ગેઝેટમાં ઠરાવ બ્હાર પાડે છે. ર દેશોમાં પ્રજાસત્તાક અથવા પ્રજાકીય રાજ્ય મોજુદ છે ત્યાં પણ કમિટિ અથવા કમીશનમાં બિનઅમલદાર સભાસદોને સારો સંખ્યામાં નીમીને અથવ ઠરાવોના તથા કાનુનોના કાચા ખરડા બહાર પાડીને સરકાર લોકોનો અભિપ્રાય મેળવે છે અને તે અભિપ્રાયને ઘણુંજ વજન આપે છે. તો જ્યારે આપણ દેશના રાજતંત્રમાં પ્રજાકીય તત્વ નહિ જેવુંજ છે તે વખતે તો આ પદ્ધ તિનું પગલે પગલે અનુસરણ કરવુંજ જોઇએ. અને છતાં અકારણ ત્વરાથી આપણને જરા પણ પૂછવા શિવાય અગત્યના ઠરાવો ગેઝેટમાં પ્રસિદ્ધ કર વામાં આવે છે. અને જ્યારે કાચો ખરડો કવચિત બ્હાર પાડવામાં આ છે ત્યારે પણ તે વિશે આપણે ઉચ્ચારેલા મતને ભાગ્યેજ કંઇ વજન આપ વામાં આવે છે. કારોબારી સત્તાની પ્રચંડ ઇમારતના બારણાં આપણ પ્રતિનિધિઓ બ્હારથી વારંવાર ઠોકે છે પણ તે નિષ્ઠુર રીતે બંધ રાખ વામાં આવે છે.

## બે સુધારા.

૧. આ ઉપરથી આપણે જોઇ શકીશું કે હિન્દનું રાજતંત્ર ખરી રીતે રાષ્ટ્રીય બને તે માટે બે પ્રકારના સુધારા કરવાની જરૂર છે. પ્રથમ તો રાજ્યમાં—હેની ધારાસભામાં તેમજ કારોબારી મંડળમાં—અસરકારક સત્તા આપણને મળવી જોઇએ. અને બીજું હેના ઉપર ઇંગ્લંડથી અજમાવવામાં આવતો અંકુશ—હિન્દી વઝીરનો તેમજ પાર્લામેન્ટનો—ઘણો કમી થવો જોઇએ. પહેલા સુધારાને અંગે ઉપર જણાવ્યા પ્રમાણે નીચેનાં પગલાં ભરવાની જરૂર છે.—

(૧) વડી ધારાસભામાં કારોબારી મંડળના સભાસદો અને અમુક જુજ અમલદારો શિવાય બાકીના બધા લોકોના ચુંટાયેલા પ્રતિનિધિઓ હોવા જોઇએ, તેમજ ધારાસભાને ફરજીયાત ઠરાવો તથા અંદાજપત્ર પસાર કરવાની સત્તા આપવી જોઇએ.

(૨) કારોબારી સભાના ઓછામાં ઓછા અડધા સભાસદો હિન્દી હોવા જોઇએ અને તેઓ ધારાસભા મારફત ચુંટાવા જોઇએ; અને

(૩) કંઇ અગત્યનાં કારોબારી પગલાં ભરવામાં આવે ત્યારે પ્રજાનો તે વિશે મત લઇ હેને વજન આપવું જોઇએ.

## નાણાં વિષે સ્વતંત્રતા.

૨. આ પગલાં ભરવાથી બીજો સુધારો સહેલાઇથી કરી શકાશે. વળી ધારાસભાને રાજતંત્ર ઉપર અંકુશ મળતાં ૭ હજાર માઇલ દૂરથી. અજમાવવામાં આવતી હિન્દી વજીરની સત્તા જરા પણ નુકશાન શિવાય ઘટાડી શકાશે, અને પાર્લામેન્ટને વિના કારણ વચમાં પડવાની ઓછી તક આપી શકાશે.

આ સુધારામાં જે એક બાબત સમાએલી છે તે અતિશય મહત્વની હોવાથી ત્હેમની વિશેષ ચર્ચા કરવાની જરૂર છે. સર્વ હિન્દીવાનોનો એવો મજબુત અભિપ્રાય થયો છે કે જ્યાં સુધી નાણાં અને કર સંબંધી પોતાને અનુકૂળ લાગતી વ્યવસ્થા કરવાની સ્વતંત્રતા હિન્દી સરકારને મળશે નહિ ત્યાં સુધી ઉપરના બધા સુધારા નિરર્થક જશે. આપણે ઉપર જોયું કે ઇંગ્લંડને ખાતર લડાઇમાં ઉતરી ત્હેનો ખર્ચ આપણને ભરવો પડે છે તેમજ માન્ચેસ્ટરના વેપારીઓ સ્વાર્થની ખાતર આપણે બ્હારના સુતર ઉપર કર વધારી શકતા નથી ત્યારે બીજી પાસ આપણી પોતાની મીલો ઉપર આપણે કર નાંખવો પડે છે. આથી આપણા રાજ્યની તીજોરી જોઇતા કરથી આપણે ભરી શકતા નથી અને આપણા ઉદ્યોગોને ઘણુંજ નુકશાન થાય છે. સર્વ દેશની વ્યવહારિક ઉન્નતિનો આધાર ત્હેના રાજ્યની આવક ઉપર અને ત્હેના ઉદ્યોગોની આબાદાની ઉપર રહે છે. પરન્તુ આપણી નાણાં સંબધી રાજનીતિ જ્યાં સુધી બ્રિટિશ રાજપુરૂશોની સંમતિ ઉપર આધાર રાખશે ત્યાં સુધી આપણને ઉન્નતિનાં આ બન્ને દ્વાર બંધ રહેશે અને પરિણામે હાલની માફક આપણી પ્રજા ગરીબાઇ અને ભુખમરાથી પીડાશે.

એક બીજી વાત પણ ધ્યાનમાં લેવી ઘટે છે. હાલ હિન્દના ભોગે જેમ માનચેસ્ટરની મીલો કમાય છે તેમ લંડનના વેપારીઓ પણ રળે છે. હિન્દી સરકારનાં નાણાંની શીલીકનો તેમજ "ગોલ્ડ સ્ટેન્ડર્ડ રીઝર્વ" વગેરે અનેક ફંડોનો મ્હોટો હીસ્સો હિન્દી વજીરની પાસે ઇંગ્લંડમાં રાખવામાં આવે છે. કરોડો રૂપિયાની આ રકમો ઇંગ્લંડની બેંકો અને વેપારીઓને ધીરવામાં આવે છે અને આમ હિન્દીવાનોને મળતા અનેક ફટકામાં એકનો ઉમેરો થાય છે.

વક્ર રાજનીતિનાં આ બધાં જાળ સાફ થવાં જોઇએ. ખાસ જરૂર શિવાય હિન્દી સરકારનાં બધાં નાણાં હિન્દમાં હિન્દીઓના લાભ માટે

રહેવા જોઇએ તેમજ હિન્દને કેવળ ઇગ્લંડનો નહિ પણ સમગ્ર બ્રિટીશ સામ્રાજ્યનો એક ભાગ ગણી બીજા સંસ્થાનોની માફક-અમુક આવશ્યક મર્યાદામાં—આયાત નીકાશ ઉપર કર નાખવાની અને અંદાજપત્ર ઘડવાની સ્વતંત્રતા મળવી જોઇએ યુદ્ધના ખર્ચ વિશે પણ વેલ્બી કમીશને સુચવ્યુ હતુ તે પ્રમાણે સ્પષ્ટ ન્યાયી નિયમો રચાવા જોઇએ કે જે અનુસાર યુદ્ધનો ખર્ચ બ્રિટન અને ઇંગ્લંડ વચ્ચે ભવિષ્યમાં વહેંચાય

કંપની સરકારની રાજનીતિ દેખીતી રીતે વેપારી બુદ્ધિથી અર્થાત હિન્દના નુકશાને ઇગ્લંડના લાભમાં ચલાવવામાં આવતી હતી. ત્હેમાં બ્રિટિશ પ્રજાને અવિશ્વાસ થયો અને પરિણામે બ્રિટિશ શહેનશાહે હિન્દનુ રાજતંત્ર પોતાને હસ્તક કર્યુ પછીથી રાજ્યમાં થોડા ઘણા સુધારા થયા છે, છતા તેનુ જરા પણ બારીકીથી અવલોકન કરનાર ત્હેમાં ઘણા તત્વો જોઇ શકશે કે જે બ્રિટનના સ્વાર્થ ઉપર હિંદની પરાધીનતાનુ આપણને ભાન કરાવે સર શંકર નાયરે દીલ્હીમા લોર્ડ હાર્ડિંજ પુસ્તકાલય ઉઘાડતા જણાવ્યુ હતુ કે બ્રિટિશ રાજ્ય ઇગ્નંડના લાભ માટે નહિ પણ હિંદના હિત ખાતરજ ચલાવવામા આવે છે અમે ત્હેમનુ વચન માનપુર્વક માથે ચ્હડાવીએ છીએ પણ અમને ધાસ્તી છે કે જ્યા સુધી હિંદી રાજ્યમા પ્રજાકીય તત્વ અસરકારક થશે નહિ અને ત્હેને નાણાં સંબંધી સંસ્થાનો જેવી મર્યાદિત સ્વતંત્રતા આપવામા આવશે નહિ ત્યા સુધી આવા વચનો નીરસ અને કવચિત નિરાશાજનક લાગશે

## સામ્રાજ્યમાં સમાનતા.

યુનાઇટેડ સર્વીસીસ કલબ આગળ ભાષણ કરતા ગયે વર્ષે લાર્ડ હાર્ડિંજે જણાવ્યુ હતુ કે હિન્દ ઇગ્નંડનુ વિશ્વાસુ તાબેદાર મટી બ્રિટિશ સામ્રાજ્યમા સમાન ભાગીદાર થશે તે પહેલા અને પછી ઇગ્નંડમાં તેમજ હિન્દમા આ ભાવનાનો વારવાર ઉચ્ચાર કરવામા આવ્યો છે અને હિન્દના મન તથા હ્રદય ઉપર ત્હેની ઉંડામા ઉંડી છાપ પડી છે આથી રાજતંત્રના સુધારા તરફ હિન્દીવાનોની દૃષ્ટિ ઘણે અંશે પલટાઇ ગઇ છે, રાજ્ય સત્તાને પ્રજાકીય બનાવવાની જે માગણી વર્ષોથી કરવામા આવે છે તે એક સ્વયંભૂ હક તરીકે વધારે ને વધારે દઢ અને આગ્રહવાળી વાણીમા રજુ કરવામાં આવે છે હિન્દી વજીર અને બ્રિટીશ પ્રધાનમંડળની જે અતિ સત્તા પહેલા કેવળ અનિષ્ટ લાગતી હતી તે હવે અસહ્ય બની છે, અને એવી તીવ્ર લાગણી ઉત્પન્ન થઇ છે કે હિન્દી વજીરની સત્તાઓ સંસ્થાનોના મંત્રીથી જરા પણ વધારે હોવી જોઇએ નહિ

અને આ કંઇ નવાઇ ભરેલું નથી. કોઇ પણ દેશની પ્રજામાં જ્યારે રાષ્ટ્રીય તત્વ સ્ફુરે છે ત્યારે પોતાના ધર્મ અને નીતિ, સમાજ અને રાજ્ય સર્વમાંથી અરાષ્ટ્રીય તત્વો દૂર કરવાને અને ત્હેને બને તેટલાં રાષ્ટ્રીય બનાવવાને અતિશય ઉત્સુક બને છે. આ સ્થિતિ હિન્દમાં થોડાં વર્ષથી શરૂ થઇ છે અને યુરોપમાં ગાજતા મહાભારત યુધ્ધે ત્હેને ઘણોજ વેગ આપ્યો છે. પરિણામે હાલનું રાજકીય બંધારણ હિન્દના ઉછળતા હૃદય ઉપર કંઇક ભાર રૂપ લાગે છે. એક પાસ આવા અટપટા રાજતંત્રને વિકસાવવાનો અને છવન્ત કરવાનો પ્રજાને અવકાશ નથી, ત્યારે બીજી પાસ હિન્દ ઇંગ્લંડની મીલ્કત જેવું ગણાતું હોવાથી દુનિયાના સુધરેલા દેશોમાં ત્હેની રાજકીય ગણના નથી. આમ રાષ્ટ્રીય જીવનના પ્રવાહમાં અણઘડ રાજતંત્રનો મ્હોટો અંતરાય નડે છે અને તેથી હિન્દનું પોતાનું આર્થિક, માનસિક અને આધ્યાત્મિક શ્રેય થતું નથી તે દુનિયાના વિચાર તરંગોમાં પોતાનો કીમતી ફાળો આપી શકતું નથી. પણ ઉન્નતિનાં દ્વાર હવે સત્વર ઉઘડવાં જોઇએ અને સામ્રાજ્યમાં સરખી પદવી હિંદને મળવીજ જોઇએ.

આ સુધારાનો આધાર જેટલે અંશે બ્રિટનની રાજનીતિ ઉપર છે તેટલેજ બલ્કે તેથી પણ વધારે અંશે આપણી પોતાની શકિત અને પ્રવૃતિ ઉપર રહેશે. પુર્વખંડમા ઉદય સુર્ય ઉગ્યો છે અને સૈકાઓ પછી રાષ્ટ્રીય ચેતન આપણામાં ઝળકવા માંડયું છે; છેલ્લાં દશ બાર વર્ષમાં સ્વદેશ ભક્તિ અને રાષ્ટ્રીય અભિમાનમા ઘણોજ વધારો થયો છે. ભવિષ્યનો માર્ગ પહેલાંના કરતા પણ વિકટ છે. પ્રજાના ઉંડામાં ઉંડા તળમાં જેમ રાષ્ટ્રીય જ્યોતિ પ્રકટાવવાની છે તેમ બીજી પાસ સ્વાર્થત્યાગ અને નિશ્ચયના બધા સામર્થ્ય સાથે રાજ્યધારણના સુધારા માટે કાયદેસર લડત ચલાવવાની છે. આ કામ કરતાં મુશકેલીઓ ઉભરાશે અને કવચિત અંતઃકરણ ડગશે; પરંતુ આપણે હમેશાં યાદ રાખવું જોઇએ કે દુનિયાના એક સારામાં સારા ભાગમા વસેલી અને એક વખતે સાત્વિક સુધારાની ટોચે પહોચેલી ત્રીશ કરોડ મનુષ્યની વસ્તીના શરીરના પોષણ માટે તથા સંસારના સુખ માટે, સ્વતંત્રતાની પ્રાપ્તિ માટે તેમજ રાજકીય સમતા અર્થે આપણું કાર્ય આરંભાયું છે. આથી પણ વધારે ઉંડી અને વધારે વીશાળ દૃષ્ટિ ફેંકીશું તો આપણને સમજાશે કે આ રાષ્ટ્રીય હીલચાલમાં આપણા જીવન અને કળા, અને ધર્મ અને નીતીની સર્વ ભાવનાઓ તેમજ સમગ્ર સંસ્કૃતીનું ભવીષ્ય રહેલું છે. સંસારનાં બંધન છુટશે ત્યારેજ આત્માને મોક્ષ મળશે.

# BOMBAY HOME RULE SERIES.

No 1 The Policy of the Home-Ruler — Price half anna
No 2 Comparative income and poverty of India. — Price half anna.
No 3 Shall Colonies Rule India?
Speech by Mr H S L Pollock — Price two annas
No 4 Indentured Indian Labour. — Price two annas
No 5 Indians and Public Services — Price half anna

### स्वराज्यलेखमाला

न. १ मुदतबंदी मजुरपद्धति. कि. १ आणा
न. २ हिंदी लोक व उच्च दर्जाच्या नोकऱ्या कि. अर्धा आणा

### स्वराज्यपत्रिका

न. १ होमरूल लोकांना काय पाहिजे आहे?
न, २ पार्लमेंटमधील हिंदुस्थान?
नं. ३ हिंदुस्थानला स्वराज्य का पाहिजे याचें एक कारण.
नं. ४ शिक्षण आणि स्वराज्य.
नं. ५ हिंदुस्थानचें भयंकर दारिद्र्य.
किंमत प्रत्येकीं पाव आणा.

### સ્વરાજ્ય લેખમાલા

નં. ૧. સ્વરાજ્ય શા માટે ?
નં. ૨. સ્થાનિક સ્વરાજ્ય
નં. ૩. પ્રાન્તિક સ્વરાજ્ય
નં. ૪. રાષ્ટ્રીય સ્વરાજ્ય
નં. ૫. સુધારાની યોજના
(મુંબાઇની પ્રાન્તિક કોંગ્રેસ કમિટિએ ઘડેલી)
નં. ૬. હિન્દ અને સંસ્થાનો
નં. ૭. હિન્દી લોક અને ઉચ્ચ દરજ્જાની નોકરી

### સ્વરાજ્ય પત્રીકા

નં. ૧. પાર્લામેન્ટમાં હિન્દ
નં. ૨. સામ્રાજ્યમાં સ્વરાજ્ય શા માટે ?
નં. ૩. કેળવણી અને સ્વરાજ્ય
નં. ૪. હિન્દની ગરીબાઇ

વાર્ષિક લવાજમ આના બાર (૦—૧૨—૦)

સ્વરાજ્ય લેખમાળા છુટક નકલ બે પૈસા, ૫૦ પ્રતોની — રૂ. ૧—૦—૦
સ્વરાજ્ય પત્રિકા „ „ ૧ પૈસો, ૧૦૦ પ્રતોની — રૂ. ૧—૦—૦

Also "self Government under the British Flag" by the Hon'ble Mr. V. S. Shastri.

Can be had at:—THE HOME RULE LEAGUE, 251, Hornby Road, Fort, BOMBAY

સ્વરાજ્ય લેખમાલા નં. ૫.

મુંબાઇ પ્રાંતિક કૉંગ્રેસ કમિટિએ ઘડેલી

# સુધારાની યોજના.



પ્રસિદ્ધ કરનાર,

શંકરલાલ ઘેલાભાઈ બૅન્કર, એમ. એ.

૨૫૧, હાર્નબી રોડ, મુંબઈ.

કિંમત બે પૈસા. ૫૦ નકલની કીંમત રૂ. ૧-૦-૦

# સુધારાની યોજના.

મુંબાઈની પ્રાંતિક કૉંગ્રેસ કમિટીની, આ કામ માટે ખાસ નીમવામાં આવેલી સબ કમિટીએ ( મુંબાઈમાં ભરાએલી ત્રીસમી ઈન્ડિયન નૅશનલ કૉંગ્રેસે પસાર કરેલા ૧૯ માં ઠરાવ અનુસાર ) આ યોજના ઘડી છે.

કૉંગ્રેસના ઠરાવની કલમ (અ) (બ), અને (ક)

## પ્રાન્તિક ધારાસભા.

૧. બ્રિટિશ હિન્દુસ્થાનની નવ પ્રાન્તિક સભાઓને (૧) મુંબાઇ, ૨ મદ્રાસ, ૩ બંગાલ, ૪ (આગ્રા અને અયોધ્યાના) સંયુક્ત પ્રાંત, ૫ પંજાબ, ૬ મધ્ય પ્રાંત ( વરાડ સુદ્ધાંત ), ૭ બિહાર અને ઓરીસા, ૮ આસામ અને ૯ બ્રહ્મદેશ દરેકને વધારે વિસ્તૃત અને સુધરેલી ધારાસભા સોંપવી. તેનું બંધારણ નીચે પ્રમાણે હોવું જોઇએઃ—

( ક ) સભાસદોની કુલસંખ્યાનો ૪/૫ મો ભાગ પ્રજાઓ પસંદ કરેલા બિનઅમલદારોનો હોવો જોઇએ.

( ખ ) બાકીનો ૧/૫ મો ભાગ હોદ્દાની રૂએ ગણાતા સભાસદોનો અને નીમાએલા ( અમલદાર અને બિનઅમલદાર ) સભાસદોને હોવો જોઇએ; ગવર્નર, કારોબારી સભાના સભાસદો અને એડવોકેટ જનરલ—એ હોદ્દાની રૂએ સભાસદો ગણાશે.

( ગ ) ૪/૫ ભાગની પસંદગીમાં બનતા સુધી નીચેના સિદ્ધાન્તો અનુસરવા જોઇએઃ—

( ૧ ) દરેક જીલ્લાને સીધી પસંદગીનો હક આપવો, અને દરેક જીલ્લાએ બે સભાસદોને—એક મ્યુનિસિપાલીટીના પ્રતિનિધિ તરીકે અને બીજો લોકલ બોર્ડના પ્રતિનિધિ તરીકે—નીમવા; પસંદગીનો હક આ બન્ને મંડળોના ચુંટાએલા સભાસદોને જ આપવો.

( ૨ ) જમીનની મીલ્કતવાળાઓને ( સરદારો, જાગીરદારો અને જમીનદારોને ) પ્રાંતના દરેક વિભાગમાં એક સભાસદ ચુંટવાનો હક આપવો.

( ૩ ) યુનિવર્સિટીના મતદારોને ( જુની યુનિવર્સિટીના સામાન્ય અને ઓનરરી ફેલોને અને નવી સ્થપાએલી યુનિવર્સિટીના સામાન્ય ફેલોને ) એક પ્રતિનિધિ ચુંટવાનો હક આપવો.

( ૪ ). યુનિવર્સિટીના મતદારો ઉપરાંત, બિનઅમલદાર કેળવાએલા વર્ગને ચુંટણીનો હક આપવો અને પ્રાંતમાં રહેતા નીચેના ગૃહસ્થોનો ત્હેમાં સમાવેશ કરવો:—

( ક ) બ્રિટિશ હિન્દની કોઈપણ યુનિવર્સિટીના પાંચ વર્ષની મુદતના સરકારી નોકરીમાં ન હોય એવા ગ્રેજ્યુએટો ( ખ ) એડવોકેટ જનરલ, ( સરકારી ) સ્થાયી બૅરિસ્ટર, સરકારી સોલીસીટર, સરકારી વકીલો, પબ્લીક પ્રોસીક્યુટરો, અને ત્હેમના એસીસ્ટંટો અને તેવા બીજા અમલદાર શિવાયના બધા વકીલાત કરતા એડવોકેટ, સોલીસીટર, અને હાઇકોર્ટના વકીલો; અને ( ગ ) ગ્રેટબ્રિટન અને આયલન્ડની કોઇ પણ યુનિવર્સિટીના પદવીધારીઓ અને પ્રાન્તિક સરકારે મંજુર કરી હોય એવી બ્રિટિશ સામ્રાજ્યની કોઈ પણ સંસ્થાએ ઓછામાં ઓછા પાંચ વર્ષ ઉપર દાકતર કે ઇંજિનેરની ડીગ્રી આપી હોય અને જેઓ સરકારી નોકરીમાં ન હોય. આ મતદારોએ બે પ્રતિનિધિ ચુંટવા; પણ આ મતદારોમાંથી જેઓ ચુંટણીની વખતે પ્રાંતમાં રહેતાં હોય તેઓ જ ચુંટણીમાં ભાગ લઈ શકે.

( ૫ ) વેપાર અને ઉદ્યોગના પ્રતિનિધિ રૂપ યુરોપીઅન કે હિન્દી પ્રતિષ્ઠિત મંડળોને દરેકને એક સભાસદ ચુંટવાનો હક આપવો.

( ૬ ) દરેક પ્રાંતના રાજનગરની મ્યુનિસિપાલીટીને બે સભાસદ પસંદ કરવાનો અધિકાર આપવો અને મ્યુનિસિપાલીટીના ચુંટાએલા સભાસદોએ જ તે અધિકાર અજમાવવો.

( ૭ ) પ્રાંતની રાજધાનીને, નીચેના મતદારો મારફત વધારાના ત્રણ પ્રતિનિધિ મોકલવાનો હક આપવો:—

૧. મ્યુનિસિપલ એકટના કાયદા પ્રમાણે રૂ. ૨,૫૦૦ ની આંકેલી કીમતની મોલકતવાળાઓ.

૨. ચુંટણી જે વર્ષમાં થાય ત્હેની તરતના પહેલાંના વર્ષમાં જેમણે પોતાના જ નામથી રૂ. ૨૦૦૦ ની વાર્ષિક આવક ઉપર કર ભર્યો હોય તેઓ.

૩. સરકારે આપેલા અથવા મંજુર કરેલા ઇલકાબવાળાઓ અને "ઑર્ડર ઓફ્ ધી સ્ટાર ઓફ્ ઇન્ડિયા," અથવા "ઑર્ડર ઓફ્ ધી ઈન્ડિયન ઍમ્પાયર" ના સભાસદો હોય અથવા જેમને "કૈસર-ઈ-હિંદ" મેડલ મળ્યો હોય તેઓ.

૪. જસ્ટીસ ઑફ્ ધી પીસ.

૫. ઓનરરી મેજીસ્ટ્રેટ.

(૮) પ્રાંતની રાજધાની શિવાયના, એક લાખની વસ્તીવાળાં પ્રાંતમાં આવેલાં બધાં શહેરને ઉપરની સાતમી કલમમાં દર્શાવેલા મતદારો મારફત એક પ્રતિનિધિ મોકલવાનો હક આપવો—એટલા ફેર સાથે કે પહેલી પેટા કલમમાં મીલકતની કીમત ઓછી રાખવી અને ઇન્કમ ટેકસ આપનાર સર્વેને મત આપવાનો અધિકાર આપવો.

(૯) ઉપરની પેટા કલમ (૪) (૭) કે (૮) માં આવતા કોઈ મતદાર પેટા કલમમાં આપેલી એક કરતાં વધારે પદવી ધરાવતો હોય તો પણ એક કરતાં વધારે મત આપવાનો અધિકાર ત્હેને ન હોવો જોઈએ.

(૧૦) મુસલમાનોની જુદી ચુંટણીની હાલની વ્યવસ્થા ચાલુ રાખવી દરેક જુદા મતદારના મંડલને હાલના કરતાં બેવડા સભાસદો ચુંટવાનો હક આપવો જોઇએ. પ્રાંતના કોઈ વિભાગ કે રાજધાનીમાં જ્યાં હિન્દુઓની સંખ્યા કમી હોય ત્યાં, મુસલમાન મતદારો ઈલાહીદી ચુંટણીના જે હક ભોગવે છે ત્હેનાજ ધોરણે મત આપવાની સત્તા ત્હેમને આપવી અને તે જ રીતે સભાસદોની પુરતી સંખ્યા નીમવાનો ત્હેમને અધિકાર આપવો. બીજી બાબતમાં પ્રાંતની રાજધાનીમાં જેમને ખાસ મતનો અધિકાર આપવામાં આવશે ત્હેમને પેટાકલમ (૭) માં સૂચવેલા મતદારોમાં દાખલ કરવામાં આવશે નહિ.

( ઘ ) પ્રાંતમાં જો બીજી કોઈ અગત્યની કોમની ઓછી સંખ્યા હોય તો ત્હેમના હક સંભાળવા માટે સરકારે વ્યવસ્થા કરવી; ધારાસભાનો ૧/૫ ભાગ પૂરવાને માટે (ખ) કલમ નીચે સભાસદોની નીમણુંક કરવાની જે સત્તા સરકારને આપવામાં આવી છે ત્હેની રૂએ સરકાર તે કોમના હુંશીયાર બિનઅમલદાર પ્રતિનિધિઓને નીમી શકે.

( ઙ.) જે માણસ ઈંગ્રેજી ભાષામાં પોતાના વિચારો દર્શાવવા અશક્ત હોય તે ધારાસભા માટે ચુંટાઈ કે નીમાઈ શકે નહિ. હાલના નિષેધમાં આનો ઉમેરો થવો જોઇએ.

૨. **પ્રાંતિક ધારાસભાના ધર્મ અને સત્તાઓ નીચે પ્રમાણે** હોવાં જોઈએ.

( ક ) કસ્ટમ, પોસ્ટ, તાર, ટંકશાળ, મીઠું, અફીણ, લશ્કર, નૌકાસૈન્ય, દેશી રાજાઓની ખંડણીઓ, રેલ્વે અને મ્હોટાં નહેરનાં કામ શિવાય બાકીના બધા મહેસુલની ઉપજ કેવલ પ્રાંતિક હોવી જોઈએ.

( ખ ) કોઈ પ્રકારના મહેસુલની વહેંચણી થવી જોઇએ નહિ અર્થાત્ બધું મહેસુલ પ્રાંતિક સરકારનું ગણાવું જોઇએ. આ વ્યવસ્થા પ્રમાણે જે આવક હિન્દી સરકારને ભાગે રહે તે ધ્યાનમાં લેતાં, ત્હેના સાધારણ ખર્ચના નિભાવ માટે પ્રાંતિક સરકારે ત્હેને નિર્ણિત રકમ દર વર્ષે આપવી, પાંચ પાંચ વર્ષની પહેલી ત્રણ મુદ્દત દરમ્યાન આ રકમમાં પાંચ વર્ષને અંતે ફેરફાર કરી શકાય અને તે પછી ઘણા અસાધારણ કે અણદીઠા સંયોગો આવી પડે તે શિવાય ત્હેમાં ફેરફાર થઇ શકે નહિ; આવા ફેરફારની જરૂરનો નિર્ણય પોતપોતાની ધારાસભાની સંમતિથી સર્વે પ્રાંતિક સરકાર જે મત આપે ત્હેની વધુ સંખ્યાથી જ થવો જોઈએ.

( ગ ) પ્રાંતિક ધારાસભાના અંકુશ નીચે, પ્રાંતિક સરકારને લોન કાઢવાની અને કર નાંખવાની સ્વતંત્ર સત્તાઓ આપવી જોઇએ—એવી મર્યાદામાં કે જેથી હિન્દી સરકારની આ સંબંધી સત્તાઓની તે વિરોધી ન બને.

( ઘ ) પ્રાંતના વાર્ષિક હિસાબ અને અંદાજ પત્ર ધારાસભા આગળ ચર્ચા તેમજ સંમતિ માટે રજુ કરવામાં આવશે અને ત્હેને માટે હિન્દી સરકારની પહેલી અનુમતિની કે પછી સંમતિની જરૂર રહેશે નહિ.

( ડ ) આ અંદાજપત્રના સંબંધમાં કોઈ સવાલ વિષે ઠરાવ જો ધારાસભાની બેઠકમાં પસાર કરવામાં થાય તો તે સરકાર ઉપર ફરજીયાત ગણાશે–શિવાય કે ચોક્કસ ઠરાવેલા વખતમાં એમ જાહેર કરવામાં આવે કે ગવર્નરે ત્હેને નામંજુર કર્યો છે; પરંતુ ઠરાવ માટે મત આપનાર કોઈ પણ સભાસદ ગવર્નરની નામંજુરી સ્હામે હિન્દી સરકારને અપીલ કરી શકે.

( ચ ) ધારાસભામાં પસાર થયેલા અને પ્રાંતિક સરકારે સ્વીકારેલા અથવા પ્રાંતના ગવર્નરે નામંજુર કર્યા છતાં હિન્દી સરકારે સંમત કરેલા ઠરાવો અનુસાર સુધારેલું અંદાજપત્ર સામાન્ય ચર્ચા અને મંજુરી માટે ધારાસભા આગળ રજુ કરવામાં આવશે.

( છ ) સામાન્ય જનહિતના કોઈ વિષય સંબંધી કોઈ ઠરાવની, સભાસદે પહેલેથી નિયમાનુસાર નોટીસ આપી હોય તે–નીચે વર્ણવેલા ( ૮ ) પેટાવિભાગમાં ન આવતો હોય તો–ધારાસભા આગળ ચર્ચા માટે રજુ કરવામાં આવશે; પરંતુ તે નિષેધ ત્હેને લાગુ પડતો ન હોય છતાં જો પ્રમુખ એમ ધારે કે ત્હેના ઉપર ચર્ચા ન કરવી એ જરૂરનું કે ઘટતું છે તો તે પોતાનાં કારણો સભાને જણાવશે અને તે વિષે સભાની સલાહ લેશે; અને જો તે બેઠકમાં હાજર થએલા બિનઅમલદારી સભાસદો પૈકી ⅔ ભાગના બહુ મતે સભા એવો ઠરાવ કરે કે ઠરાવ ઉપર ચર્ચા થવા દેવી જોઇએ તો તે ઠરાવ ઉપર ચર્ચા થશે.

( જ ) અંદાજપત્ર શિવાય બીજા વિષયને લગતો કોઇ પણ ઠરાવ જો ધારાસભામાં પસાર થાય અને ગવર્નર નામંજુર ન કરે તો તે ફરજીયાત ગણાશે; તથા પહેલા ઠરાવથી ત્રણ વર્ષની

અંદર તે જ વિષય ઉપર બીજો ઠરાવ ધારાસભામાં પસાર થાય તો ગવર્નર ત્હેને નામંજુર કરી શકશે નહિ.

( ઝ ) વધારાનો સવાલ પૂછવાનો અધિકાર હાલની માફક મૂલ સવાલ પૂછનારને જ નહિ પણ કોઈ પણ સભાસદને તે મળશે.

( ઞ ) એક વર્ષમાં ધારાસભાની ચારથી ઓછી બેઠકો થશે નહિ—સાધારણ રીતે ત્રણ માસે એક ભરાશે. ઓછામાં ઓછા વીસ સભાસદોની સહીથી જો વિનંતિ પત્ર સરકારને મોકલવામાં આવશે તો ધારાસભાની બેઠક બનતી સગવડે બોલાવવામાં આવશે અને સહી કરનાર ગૃહસ્થોએ જે ઠરાવની નોટીસ આપી હોય ત્હેની ચર્ચા એ બેઠકમાં થશે.

( ટ ) અહીંઆ રજુ કરવામાં આવેલી વ્યવસ્થા પ્રમાણે જે બાબતો કેવળ હિન્દી સરકારની જ રહેશે તે વિષે કોઈ ઠરાવ કરવાની સત્તા પ્રાંતિક ધારાસભાને રહેશે નહિ; અને સન ૧૮૬૧ ના "ઇન્ડીઅન કાઉન્સીલ્સ એક્ટ" ની ૪૩ મી કલમથી તથા સન ૧૯૦૯ ના "ઇન્ડીઅન કાઉન્સીલ્સ એક્ટ" ની ૫ મી કલમ પ્રમાણે આપેલી સત્તાની રૂએ પ્રાન્તિક સરકારે ઘડેલા તેવાજ નિયમથી મૂકવામાં આવેલાં બંધનો ધારાસભાને લાગુ પડશે—શિવાય કે બીજી કલમની પેટાકલમ ( ક ), ( ખ ) અને ( ગ ) માં રજુ કરવામાં આવેલી દરખાસ્ત પ્રમાણે હિન્દી સરકારથી સ્વતંત્ર રીતે, હાલના કર કે જકાત રાખવાની, ફેરવવાની કે રદ કરવાની કે નવા કર વગેરે નાંખવાની નવી સત્તા પ્રાંતિક સરકારને મળે.

( ઠ ) પ્રાંતિક ધારાસભાના સભાસદની મુદત પાંચ વર્ષની થશે.

## પ્રાંતિક કારોબારી સભા.

૩. દરેક પ્રાંતિક રાજતંત્રની કારોબારી સત્તા, નીચેની રીતે પાંચ વર્ષ માટે નીમાએલા ગવર્નર અને (કારોબારી) સભાના સામાન્ય સભાસદોના હાથમાં રહેશે:—

( ક ) ત્હેના પ્રમુખ ગવનર બનશે; સાધારણ રીતે ગ્રેટ બ્રિટન અને આયર્લેન્ડના કે શહેનશાહની સંસ્થાનિક કે એલચીની નોકરીની લાયકાત ધરાવનાર બ્રિટિશ રાજપુરૂષ ગવર્નર તરીકે નીમાશે; શિવાય કે કોઈ વખતે પ્રાન્તિક સત્તાના ઉપરી તરીકે કોઈ મહાન હિન્દીને તે પદવી માટે નીમણુક કરવા શહેનશાહની મહેરબાની થાય.

( ખ ) ગવર્નર શિવાય કારોબારી સભાના સભાસદોની સંખ્યા સાધારણ રીતે છથી વધારે નહિ હોય અને ચારથી ઓછી નહિ હોય. ત્હેમાંથી અડધો ભાગ બિનઅમલદાર હિન્દીવાનોનો રહેશે અને ઓછામાં ઓછો એક બિનઅમલદાર યૂરોપિયન રહેશે.

( ગ ) સીવીલ સર્વીસ કે બીજી સરકારની કોઈ નોકરીના અમલદારોને આ સભાના સભાસદો તરીકે નીમવાની ફરજ રહેશે નહિ.

( ઘ ) ગવનરની કારોબારી સભાના હરેક સભાસદને ચાર્ટર કરેલી હાઈકોર્ટના પ્યુની જજના જેટલો પગાર મળશે; ઉપરાંત પાંચ વર્ષની અમલદારીની મુદત પૂરી થતાં, ચાલુ નિયમો પ્રમાણે પ્યુની જજને મળતું પેન્શન, આ સભાસદને પણ જીવન પર્યંત મળશે.

( ઙ ) દરેક પ્રાંતના ગવર્નરને હાલ મુંબાઈ, મદ્રાસ અને કલકત્તાના ગવર્નરના જેટલો પગાર મળશે.

( ચ ) પાંચ પાંચ વર્ષની પહેલી ત્રણ મુદતને અંતે ગવર્નરની કારોબારી સભાના બિનઅમલદારી હિન્દી સભાસદો અને યૂરોપિયન સભાસદ કે સભાસદો નીચે પ્રમાણે નીમાશેઃ શહેનશાહ આ બાબતમાં મુકરર કરેલાં ધોરણ અનુસાર પ્રાંતિક ધારાસભાના સભાસદો, દરેક પાંચ વર્ષની મુદતની શરૂઆતથી ઓછામાં ઓછા છ માસ પહેલાં જોઈતા ( કારોબારીસભાના ) સભાસદોથી બેવડી સંખ્યા નીમશે અને તે યાદીમાંથી જ શહેનશાહ આ સભાસદોની પસંદગી કરશે.

( છ ) ગવર્નરના અમલની કારકીર્દી પાંચ વર્ષની વધુ મુદત માટે કે ત્હેના થોડા ભાગ માટે શહેનશાહના હુકમથી લંબાવી શકાશે.

## વાઇસિરોયની ધારાસભા.

૪. હિન્દુસ્થાનના ગવર્નર-જનરલ અને વાઇસરોયની ધારાસભાનું બંધારણ હમણાં નીચે પ્રમાણે હોવું જોઇએઃ—

( ક ) સભાસદોની કુલ સંખ્યાનો અડધો ભાગ લોકોએ ચુંટેલા બિનઅમલદારોનો બનશે.

( ખ ) બાકીનો અડધો ભાગ હોદ્દાની રૂએ થતા ( ex-officio ) સભાસદોના અને સરકારે પસંદ કરેલા અમલદાર અને બિનઅમલદાર, સભાસદોનો બનશે; તે પૈકી ગવર્નર-જનરલ અને કારોબારી સભાના સભાસદોનો ગણાશે; પણ હોદ્દાની રૂએ બનતા સભાસદો સુદ્ધાંત અમલદાર સભાસદોની સંખ્યા સભાની કુલ સંખ્યાના ⅕ ભાગથી વધારે થશે નહિ.

( ગ ) અડધા ભાગની ચુંટણીમાં નીચેના મંડલો અને હકદાર કોમને નીચે જણાવ્યા પ્રમાણે મત આપવાનો અધિકાર રહેશેઃ—

( ૧ ) નીચેના પ્રાંતોના ધારાસભાના ચુંટાએલા સભાસદો.

૧. મુંબાઇ, મદ્રાસ, બંગાલ અને સંયુક્ત પ્રાંત. દરેક ૩.

૨. બિહાર અને ઓરીસા, મધ્યપ્રાંત ( વરાડ સુદ્ધાંત ) અને પંજાબ. દરેક ૧

( ૩ ) નવ પ્રાંતમાંના દરેકના કેળવાયેલા વર્ગો ( પહેલા પેરાની (ગ) કલમની ૪ પેટાકલમમાં દર્શાવેલા મતદારોના બનેલા ) દરેક ૨.

( ૪ ) વેપારી કોમ.

૧. મુંબાઈ અને કરાંચીની ( ઈંગ્રેજ ) વેપારી ચેમ્બરો [ ભેગી ] અને કલકત્તાની ચેમ્બર ઓફ કોમર્સ દરેક ૧.

૨. મદ્રાસની ( ઈંગ્રેજ ) વેપારી ચેમ્બર અને મદ્રાસની ઇન્ડિયન ટ્રેડઝ અસોસીએશન ( ભેગા )

૩. મુંબાઈની દેશી વેપારી ચેમ્બર અને બ્યુરો અને કલકત્તાની ટ્રેડ્ઝ એસોશીએશન — દરેક ૧.

૪. મુંબાઈ અને અમદાવાદ ના મીલમાલીકો ( ભેગા )

( ૫ ) મુખ્ય ન્હાના વર્ગો.

૧. મુંબાઈ, મદ્રાસ, બંગાલ, મધ્યપ્રાંત, બિહાર અને ઓરીસા મધ્યપ્રાંત (વરાડ સુદ્ધાંત) અને આસામના મુસલમાન મતદારો — દરેક ૧.

૨. પંજાબનાં હિન્દુ મતદારો — ,, ૧.

૩. બ્રહ્મદેશમાં હિન્દી અને ચીન મતદારો — ,, ૧.

૪. આથી ન્હાની છતાં અગત્યની જે કોમોના કોઈ પ્રાંતમાં ઓછી સંખ્યા હોય ત્હેમના હક્કની સંભાળ માટે સરકારે, પ્રાંતિક સરકારની ભલામણથી, આ પેરાની પેટાકલમ ૨ પ્રમાણે બિનઅમલદારોની જોઈતી સંખ્યા પસંદ કરવાની સત્તાની રૂએ, તે કોમોના બિનઅમલદાર આગેવાનોને નીમવા.

૫. જે ગૃહસ્થ અંગ્રેજી ભાષામાં પોતાના વિચાર દર્શાવી શકે નહિ તે ચુંટણી તેમજ પસંદગી માટે અયોગ્ય ગણાશે. હાલના નિયેધોમાં આનો ઉમેરો કરવો જોઇએ.

૫. વખત જતાં વાઇસરોયની ધારાસભામાં ચુંટણીનું તત્વ ધીમે ધીમે એટલું વધારવું જોઇએ કે જેથી છેવટે કુલ સંખ્યાના ⅘ ભાગના સભાસદો ચુંટાએલા હોય.

૬. **વાઈસરૉયની ધારાસભાને નીચેના ધર્મ અને સત્તાઓ** આપવામાં આવશે:—

( ક ) નીચે જણાવેલી બાબતો ફક્ત ધારાસભાના અંકુશ નીચે જ રહેશે.

૧. જે બાબતોમાં આખા હિન્દમાં એકજ જાતના કાયદા રચવાની જરૂર હોય તે

૨. અનેક પ્રાંતોને અસર કરે એવા કેવલ પ્રાન્તિક વિષયો.

૩. ત્રીજા પેરેગ્રાફ્ની કલમ (ક), (ખ) અને (ગ) માં રજુ કરેલી દરખાસ્તો અનુસાર પણ "દેશી રાજ્યોની ખંડણી" બાતલ કરીને કેવલ વડી સરકારના મહેસુલને લગતા સવાલો

૪. નીચેની કલમ (ઘ) તેમજ હિન્દી સરકારને લાગુ પડે એવા સામ્રાજ્યની સભાના ચુકાદા ધ્યાનમાં લેતાં, હિન્દી સરકારના ખર્ચના સવાલો.

(ખ) પરદેશી રાજા અથવા રાજ્ય સાથે, અને હિન્દના દેશી રાજા સાથે, સરકારનો સંબંધ, તેમજ કોઈ દેશી રાજ્યનો અંદરનો વહીવટ—આ બધા વિષે કંઈ પણ કરવા વડી ધારાસભા અસમર્થ રહેશે.

(ગ) પ્રધાન મંડલની સંમતિથી શહેનશાહ, હિન્દી વજીર મારફત વડી ધારાસભાના કાયદા નામંજુર કરવાનો હક ધરાવશે; પણ તે કાયદા માટે હિન્દી વજીરની પહેલી સંમતિ કે પછી અનુમતિની જરૂર રહેશે નહિ. આ નામંજુરીના હકને બાદ કરતાં આ ધારાસભા નાણાં સંબંધી સંપૂર્ણ સ્વતંત્રતા ભોગવશે.

(ઘ) લડાઇ, સુલેહ અને સંધિ કરવા સુદ્ધાંત લશ્કરી વ્યવસ્થા અને પરદેશી રાજ્યો સા રાજકીય સંબંધ ઉપર હિન્દી સરકારના કાબુમાં વચ્ચે પડવાની સત્તા આ ધારાસભાને રહેશે નહિ; પરંતુ જ્યારે ધારાસભાના હકની કોઇ બાબતને લગતી સંધિ કરવાની હોય ત્યારે હિન્દી સરકારને ધારાસભાની સંમતિની જરૂર રહેશે. ઉપરાંત, વિગ્રહ કેવલ રક્ષણ માટે જ હોય તે શિવાય પ્રાંતિક સરકારના વધુ મત અને આ ધારાસભાની સંમતિ શિવાય વડી સરકાર લડાઈ જાહેર કહી શકશે નહિ.

(ઙ) પ્રાંતિક ધારાસભાને લગતા ઉપરના બીજા પેરેગ્રાફ્ની (ઘ) થી (ઝ) સુધીની કલમો વાઇસરોયની ધારાસભાની લાગુ પડશે.

(ચ) વાઈસિરોયની ધારાસભાના સામાન્ય સભાસદ પાંચ વર્ષ સુધી તે પદ ભોગવશે.

## વાઇસરૅાયની કારોબારી સભા.

૭. હિન્દની કેન્દ્ર રૂપ વડી સરકારની કારોબારી સત્તાજે હિન્દી સરકારના નામથી ઓળખાય છે-તે હિન્દના ગવર્નર જનરલ અને વાઇસરૅાયના હિન્દમાં વસતા શહેનશાહના લશ્કરના સેનાપતિ અને વાઇસરૅાયની સભાના સાધારણ સભાસદોના હાથમાં રહેશે; વાઇસરૅાય, અને સામાન્ય સભાસદો નીચે પ્રમાણે શહેનશાહ પાંચ વર્ષ માટે નીમશેઃ-

( ક ) ત્હેના પ્રમુખ હિન્દના ગવર્નર-જનરલ અને વાઇસરૅાય થશે. સાધારણ રીતે ગ્રેટ બ્રિટન અને આયર્લેંડના કે શહેનશાહની સંસ્થાનની કે એલચીની નોકરીનો કોઇ બ્રિટિશ રાજપુરૂષ વાઇસરૅાય તરીકે નીમાશે-શિવાય કે હિન્દની વડી સરકારના ઉપરી તરીકે, રાજકુટુંબના વંશજને નીમવાની શહેનશાહ મહેરબાની કરે.

( ખ ) વાઇસરૅાયને બાદ કરતાં, વાઇસરૅાયની કારોબારી સભાના સભાસદોની સંખ્યા સાતની રહેશે, હિન્દી લશ્કરનો સેનાધિપતિ ત્હેમાનો એક ગણાશે, અને તે આ સભાનો અસાધારણ સભાસદ ગણાશે તથા સભાની બેઠકોમાં ત્હેની પદવી વાઇસરૅાયથી બીજી ગણાશે. બાકીના છ સભાના સામાન્ય સભાસદ ગણાશે અને ત્હેમાંનો એક ઓછામાં ઓછી પાંચ વર્ષની મુદતનો બૅરિસ્ટર અથવા સ્કૉટલૅન્ડની "ફેકલ્ટી ઓફ એડવોકેટ્સ" નો સભાસદ કે ચાર્ટર થએલી હિન્દની કોઇ હાઇકોર્ટનો વકીલ હોવો જોઇએ.

( ગ ) આ સભાના સામાન્ય સભાસદોની કુલ સંખ્યાનો ઓછામાં ઓછો ત્રીજો ભાગ બિનઅમલદાર હિન્દીઓનો હોવો જોઇએ અને બાકીની સંખ્યામાંથી ઓછામાં ઓછો એક બિનઅમલદાર યૂરોપિયન હોવો જોઇએ.

( ઘ ) સીવીલ સર્વીસના કે સરકારની કોઇ નોકરીના અમલદારને, આ સભાના સભાસદ નીમવાની ફરજ રહેશે નહિ.

( ઙ ) આ સભાના દરેક સભાસદને મુંબાઇ કે મદ્રાસની હાઇકોર્ટના વડા જજ જેટલો પગાર મળશે; ઉપરાંત, હાલના

નિયમો પ્રમાણે વડા જજને જેટલું પેન્શન મળે તેટલું આ સભાસદને પાંચ વર્ષની પોતાની મુદત પૂરી થતાં જીંદગી સુધી મળશે.

( ચ ) પાંચ પાંચ વર્ષની પહેલી ત્રણ મુદતની આજરે વાઇસરોયની કારોબારી સભાના બિનઅમલદારી સભાસદો અને બિનઅમલદાર યૂરોપિયન સભાસદ કે સભાસદો આ પ્રમાણે નીમાશેઃ આ બાબતમાં શહેનશાહે મુકરર કરેલા ધોરણ અનુસાર વડી ધારાસભાના બિનઅમલદાર સભાસદોએ દરેક પાંચ વર્ષની મુદતની શરૂઆતથી ઓછામાં ઓછા છ માસ પહેલાં જોઈતા ( કારોબારી સભાના ) સભાસદોની બેવડી સંખ્યા ખાનગી મત લેવાની પદ્ધતિથી ચુંટશે અને તે યાદીમાંથી જ શહેનશાહ આ સભાસદોની પસંદગી કરશે.

( છ ) ગવર્નર–જનરલ અને વાઇસરોયની કારકીર્દી વધુ પાંચ વર્ષ માટે અથવા તેથી ઓછા વખત માટે શહેનશાહ વધારી શકશે.

કોંગ્રેસના ઠરાવની ( ૬ ) કલમ.

## અન્ય પ્રાંતો.

૮. ઉપર રજુ કરેલા સુધારાના ક્ષેત્રની બ્હાર બ્રિટિશ હિન્દના જે છુટાછવાયા ભાગ આવ્યા હોય ત્હેમાં, થોડા પસંદ કરેલા અને થોડા ચુંટેલા સભાસદોની સલાહકારી સભા દાખલ કરી ત્હેને ધીમે ધીમે ઉન્નતિના પંથ ઉપર ચઢાવી શકાય.

પરંતુ, જો રાજવહીવટની ઘણી કઠિન મુશ્કેલીઓ વચમાં ન આવે તો આ સુધારાની સિદ્ધિ અર્થે ત્હેને જોડની પ્રાંતિક સત્તા સાથે જોડવામાં આવે તો વધારે ઠિક થાય. દાખલા તરીકે રજપુતાનામાં આવેલા બ્રિટિશ હિન્દના ભાગોને સંયુક્ત પ્રાંતો સાથે જોડી શકાય; તેવી જ રીતે કુર્ગ, મદ્રાસ સાથે; બ્રિટિશ બલુચીસ્તાન વાયવ્ય ખુણાના સરહદના પ્રાંત અને દીલ્હીના કમીશનરના તાબાનો મુલક પંજાબ સાથે; અને હિન્દની મધ્યમાં આવેલા બ્રિટિશ પ્રદેશો મધ્યપ્રાંત સાથે.

કોંગ્રેસના ઠરાવની ( ઘ ) અને ( ચ ) કલમો.

## હિન્દી વજીરની સભા.

૯. પ્રજાના પ્રતિનિધિઓના અંકુશ નીચે અમલ ચલાવતી સ્વતંત્ર પ્રાંતિક સત્તા ઉપર દૂરથી દેખરેખ રાખનાર મધ્યસ્થ સ્વતંત્ર સત્તા લોકોના પ્રતિનિધિઓને તથા વાઇસરોયની કારોબારી સભાને મળે એટલો સુધારો વડી સરકાર અને પ્રાંતિક સરકારની ધારા કરવાની તેમજ અમલ ચલાવવાની વ્યવસ્થામાં થાય નહિ ત્યાં સુધી નીચે જણાવેલા બંધારણ તેમ જ સત્તા સંબંધી ફેરફારો સાથે હિન્દી વજીરની સભા કાયમ રહેશે; જો કે છેવટે તો એ સભા નાબુદ થવી જોઇએ અને હિન્દી વજીરને બધી રીતે સંસ્થાનોના મંત્રી જેવી જ પદવી આપવી જોઇએઃ—

( ૧ ) આ સભાના કેટલાક સભાસદો નીમાવા જોઇએ અને કેટલાક ચુંટાવા જોઇએ.

( ૨ ) સભાના સભાસદોની કુલ સંખ્યા નવથી વધારે હોવી જ જોઇએ

( ૩ ) કુલ સભાસદોનો ઓછામાં ઓછી ત્રીજો ભાગ ચુંટાએલ બિનઅમલદાર હિન્દીઓનો હોવો જોઇએ અને તેઓ વડી અને પ્રાંતિક ધારાસભાના ચુંટાએલા સભાસદોના મતથી ચુંટાવા જોઇએ.

( ૪ ) સભામાં પસંદ કરવામાં આવેલા સભાસદોનો ઓછામાં ઓછો અડધો ભાગ એવા જાહેર પુરૂષોનો હોવો જોઇએ કે જેઓ હિન્દી રાજતંત્ર સાથે સંબંધમાં ન હોય.

( ૫ ) પસંદ કરવામાં આવતા સભાસદોનો બાકીનો ભાગ એવા અમલદારોના હોવો જોઇએ કે જેમણે ઓછામાં ઓછા દશ વર્ષ સુધી હિન્દુસ્થાનમાં નોકરી કરી હોય અને જેમને હિન્દ છોડયે બે વર્ષથી ઓછો વખત થયો હોય.

( ૬ ) સભાના હિન્દી અને બીજી સભાસદો વચ્ચે પગાર અને "એલાવન્સ" સંબધમાં કંઈ ભેદ ન કરવો જોઇએ.

( ૭ ) સભાનું કામ કેવલ સલાહ આપવાનું જ હોવું જોઇએ; અને ત્હેની પદ્ધતિ અને વ્યવસ્થામાં એવો કંઈ પણ ફેરફાર કરવો ન જોઇએ કે જેથી તે એક વહીવટ કરનાર મંડલ બને અથવા બનવાનો સંભવ રહે.

( ૮ ) હિન્દી વજીરનો પગાર બ્રિટિશ અંદાજપત્રમાં મૂકવો જોઇએ.

( ૯ ) વાઇસરોયની ધારાસભાના ધર્મ અને સત્તાસંબંધી ઉપરના

છઠ્ઠા પેરામાં સમાએલા સુધારા પ્રમાણે હિન્દમાં તેમ જ હિન્દની બ્હાર હિન્દના મહેસુલ અને ખર્ચ ઉપર હિન્દી વજીરનો અંકુશ ઓછો કરવો જોઇએ.

કોંગ્રેસના ઠરાવની કલમ ( ૭ ).

### સ્થાનિક સ્વરાજ્ય.

૧૦ (ક) પ્રાંતની રાજધાનીની મ્યુનિસિપાલીટીના બધા સભાસદો લોકો તરફથી ચુંટાવા જોઇએ અને મત આપવાના અધિકારમાં સુધારો કરવો જોઇએ.

(ખ) જીલ્લાની મ્યુનિસિપાલીટી અને લોકલ બોર્ડ:
સ્થાનિક સ્વતંત્રતાનો નાશ કર્યા શિવાય અને જાહેર જુસ્સાના વિકાસને દબાવ્યા કે અડચણ કર્યા શિવાય મ્યુનિસિપાલીટીના કાર્યની વધારે સારી વ્યવસ્થા કરવા માટે ત્રણ તત્ત્વોની ખાસ જરૂર છે:—

પહેલું, અંદરના અમલદારી અંકુશથી ત્હેને સ્વતંત્ર કરવી જોઇએ, જેથી કર ભરનારના પ્રતિનિધિઓને એમ લાગે કે ખરી સત્તા ત્હેમના હાથમાં મૂકવામાં આવી છે અને ખરી જવાબદારી ત્હેમને અદા કરવાની છે.

બીજું ત્હેના ઉપર દેખરેખ રાખવાને અને ત્હેને સલાહ આપવાને એક પ્રાંતિક બોર્ડ નીમવું જોઇએ કે જેને સુધારા માટે જરૂરી અંકુશ મૂકવાની મ્હોટી સત્તાઓ આપવામાં આવે અને જેનું બંધારણ સમજુ વર્ગનો વિશ્વાસ મેળવી શકે; અને

ત્રીજું, હાલ ત્હેને અપાતી ગ્રાંટને બદલે સ્થાનિક સંયોગો અને જરૂરીઆતો પ્રમાણે હમેશ વધતા જતા પ્રાંતિક મહેસુલનો ચોક્કસ ભાગ ત્હેને આપીને પ્રાંતિક સરકારે ત્હેની આવકમાં વધારો કરવો જોઇએ.

એ શરતોને અમલમાં મૂકવાને માટે નીચેના સુધારા આવશ્યક છે.

( ૧ ) જીલ્લાના શહેરની મ્યુનિસિપાલીટીમાં કુલ સભાસદોનો $\frac{4}{5}$ ભાગ ચુંટાવો જોઇએ.

( ૨ ) ન્હાની મ્યુનિસિપાલીટીમાં અને જીલ્લા તથા તાલુકાનાં લોકલ બૉર્ડમાં સભાસદોની કુલ સંખ્યાનો $\frac{4}{5}$ ભાગ ચુંટાવો જોઇએ.

( ૩ ) આ બધાં મંડલોના પ્રમુખ ચુંટાએલા બિનઅમલદારો જ હોવા જોઇએ.

( ૪ ) આખા પ્રાંત માટે એક "લોકલ ગવર્નમેન્ટ બૉર્ડ" સ્થપાવું જોઇએ. ત્હેના પ્રમુખ આ ખાતાની સંભાળ લેતા કારોબારી સભાના સભાસદ હોવા જોઇએ અને મંત્રી સાથે બીજા બે હિન્દી સભાસદો મળી ત્હેમાં કુલ ત્રણ સભાસદો હોવા જોઇએ. લંડનનું "લોકલ ગવર્નમેન્ટ બૉર્ડ" જે સત્તાઓ ભોગવે છે તે જ આ બૉર્ડને સોંપવી જોઇએ.

( ૫ ) મ્યુનિસિપાલીટી અને લોકલ બૉર્ડની આવકમાં વધારો કરવા માટે નીચેના કોઇ મહેસુલનો ચોક્કસ હિસ્સો ત્હેને આપવો જોઇએઃ—જમીનનું મહેસુલ ( ત્હેમાં ન આવતું હોય એવું ) નહેરનું મહેસુલ, આબકારી, આવક ઉપર કર અને જંગલની ઉપજ.

## પંચાયતો.

૧૧.( ૧ ) બધાં મ્હોટાં ગામડામાં અને ન્હાનાં ગામડાંના મંડલોમાં પંચાયતો સ્થપાવી જોઇએ અને તરતમાં, જમીનવેરો કે આવક ઉપર કર ભરનાર, કેળવણી પામેલા, સરકારી પેન્શન લેનારા અને સ્થાનિક સંયોગો જોતાં જે બીજા લોકો મત આપવાને યોગ્ય ગણાય ત્હેમને ચુંટણીનો હક આપવો જોઇએ.

( ૨ ) આ ચુટાએલા પાંચ ગૃહસ્થોની દરેક પંચાયત બનવી જોઇએ અને ત્હેને નીચેનું કામ સોંપવું જોઇએઃ—ન્હાના દીવાની અને ફોજદારી મુકરદમાનો ચુકાદો; ગામડાની નિશાળો, તલાવો, ધર્મશાળાઓ અને ઢોરના ડબ્બાનો નિભાવ અને વ્યવસ્થા; ગામડાનું આરોગ્ય, બજાર અને અનુભવથી જે બીજી બાબતો સૂઝે ત્હેની સંભાળ.

( ૩ ) આ કામ બરાબર કરવા માટે ત્હેમને નીચેનાં ફંડ સોંપવા જોઇએઃ—( ત્હેમને ચુકવવાના ) મુકરદમાની ફી, ત્હેમણે કરેલાં દંડ, ડબ્બા અને બજારની ઉપજ, અને વધારામાં પ્રાંતિક મહેસુલમાંથી જરૂરી ગ્રાંટ.

Printed by Chintaman Sakharam Deole, at the Bombay Vaibhav Press,
Servants of India Society's Building, Sandhurst Road,
Girgaon, Bombay.
Published by Shankerlal Ghelabhai Banker, M. A.
251 Hornby Road, Fort, Bombay.

સ્વરાજ્ય લેખમાલા નં. ૭

# હિન્દીઓ અને ઉચ્ચ દરજ્જાની નોકરી.



( ૨૦ મી માર્ચ ૧૯૧૭ ને દિવસે વડી ધારા
સભામાં રજુ કરેલા ઠરાવ પર
ઑ. મી. બસુનું ભાષણ. )

---

હોમ રૂલ લીગ ફૉર ઇન્ડિયાની
મુંબાઈની શાખા તરફથી
પ્રસિદ્ધ કરનાર,

શંકરલાલ ઘેલાભાઈ બેન્કર, એમ. એ.
૨૫૧, હૉર્નબીરોડ, મુંબાઈ.

---

કીમત બે પૈસા, ૫૦ નકલની કીમત રા. ૧-૦-૦
પોસ્ટેજ જુદું.

# આઈલીંગ્ટન્ રીપોર્ટ સંબંધી ઠરાવ.

## ઑ. મી. બસુનું ભાષણ

સરકારી નોકરી માટેના કમીશનના રીપોર્ટ સંબંધી પંડિત માલવીઆએ જે ઠરાવ તા. ૨૦ મી માર્ચ ૧૯૧૭ ને દીને વડી ધારાસભામાં રજૂ કર્યો હતો, તે ઉપર ઑ. મી. બસુએ કરેલાં ભાષણનો સંપૂર્ણ હેવાલ નીચે મુજબ છે.

સાહેબ,

હું આ સવાલ ઉપર બોલવાને ઉભા થવાની સાથી પહેલીજ તક લઉં છું કે જેથી કરીને ઠરાવને નામે અમારી સામે ટીકા કર્યા પછી ઠરાવ ખેંચી લઇ, અમને જવાબ આપતા અટકાવવાની હીચકારી વર્તણુક માટે ઠરાવ રજૂ કરનાર દોષિત થાય નહિં કે તેને થવા દેવામાં આવે નહિં. મારી ખાત્રી છે કે મારા મિત્ર પંડિત માલવીઆ આવી ચાલ ચલાવેજ નહિં, પણ છતાં પ્રમુખ મને પછી વાંધો કાઢી બોલતો અટકાવે નહિ, તે માટે હું પહેલીજ ક્ષણે બોલું છું. આપણી આગળ જે ઠરાવ લાવવામાં આવ્યો છે તે સંબંધી હું થોડીક ટીકા કરીશ. સાહેબ, આ કમીશન કેવા સંજોગોમાં,—શા માટે સ્થપાયું હતું ! હિંદના દરેક ભાગમાંથી એક સરખો પોકાર, ચાલુ પોકાર ઉઠી રહ્યો હતો કે અમને હિંદીવાનોને અમારા દેશની ઉંચા પગારની નોકરીમાંથી જે ભાગ વ્યાજબી રીતે મળવો જોઇએ તેમાંથી અમને અયોગ્ય રીતે અને અન્યાયપૂર્વક દૂર રાખવામાં આવ્યા છે, અને સાહેબ, આ પોકારને માટે એક સાચું અને સારૂં કારણ હતુ. રાજ્યકર્તાઓ આવે અને જાય, વાઇસરાયો આવે અને જાય, હું તેમને વિષે માનપૂર્વક બોલું છું, પણ તેઓ આ દેશના રાજ્ય કારભારની પ્રવૃત્તિના સ્વરૂપ ઉપર માત્ર રહેજ રહાજ છાપ મુકી જાય છે. ધારાસભાના સભાસદો સભામાં બેસે, વાતો કરે, એક બીજાને ગાળો દે, અને પછી તેમને નાશી જવાની રજા પણ મળે, પરંતુ તેઓ પણ, તેમના હાલના બંધારણ પ્રમાણે, જીવનવ્યવહારમાં કશી ગણત્રીમાં નથી. પણ હિંદી સનદી નોકરી, કે જે સંસ્થા હંમેશ ટકી રહે છે, તેજ ખરેખર અગત્યની છે. માણસો આવે અને માણસો જાય, પણ મારા મિત્રો, સનદી નોકરીના સભ્યો કહે છે કે તેઓ અને તેમનો સંપ્રદાય કે જે માટે તેઓ વ્યાજબી રીતે મગરૂર છે, તે હમેશ સુધી રહેશેજ. પણ અફસોસ! તેઓ મમતી અને જડ થઇ જાય છે. તેઓ ભલા માણસો છે, હિંદના લોકોનો માટે તેમનાથી જે કાંઇ થઇ શકે તે સઘળું કરવાના એકજ ઉદ્દેશથી તેઓ પ્રેરાયેલા છે,

આ સઘળું આપણે એકદમ કબુલ કરીએ છીએ, પણ હિંદના લોકો કે જેના ભલાને માટે તેઓ મથી રહ્યા છે, તેમના ઉપર તેમના રાજ્ય કારભારની શું અસર થાય છે તે તેઓ કોઈ કોઈ વખતે જોઈ શકતા નથી. સાહેબ, તેથી દેશના રાજ્ય કારભારમાં હિંદીવાનોને પૂરતો ભાગ મળવો જોઇએ, તેમને સનદી નોકરીમાં દાખલ થવાની સગવડ કરી આપવી જોઇએ—એ મોટો નિયમ સ્વીકારાવવાને અમે હિંદીવાનો લાંબો વખત થયા આગ્રહ કરીએ છીએ–તે અમારે માટેજ–નહિ કે તે નોકરીઓને માટે–નહિ કે તે મોટા પગારોને માટે–પણ સરકારના ઉચા રાજ્ય તંત્રમાં અમારો હક નોંધાવવાને માટે, તેમાં અમારો હિસ્સો મેળવવાને માટે.

માટે, સાહેબ, આ કારણસર અમે વિલાયતની સાથે હિંદમાં પણ સનદી નોકરીને માટે પરીક્ષા લેવાય એમ માંગીએ છીએ. જરા વિચારો, સાહેબ, કે જો અંગ્રેજ યુવકોને એમ કહેવામાં આવે, કે વિલાયતની સનદી નોકરીને માટે લાયકાત મેળવવા કામસચાટકા જાય, ત્યાંની ભાષા,–તેઓ કઈ ભાષા બોલે છે તે મને ખબર નથી–પણ ત્યાંની ભાષા શીખો, ત્યાંની ભાષામાંજ પરીક્ષાઓ પસાર કરો અને પછી વિલાયતમા કારભાર ચલાવવા પાછા જાઓ, તો તે વ્યવસ્થા તરફ અંગ્રેજોની વૃત્તિ કેવી હોય? અમારી સ્થિતિ–પણ તેવીજ છે. આ એક અંતિમ દાખલો લીધો છે તે બન્ને સંજોગો તદન સરખાજ છે એમ જણાવવા નહિ, પણ હાલની વ્યવસ્થાથી ઉભી થતી મુશ્કેલી–બલ્કે તેનું બેહુદા પણું, બતલાવી આપવાનેજ. તમે હીંદી યુવકોને તમારી પોતાની ભાષામાં મુશ્કેલ પરીક્ષાઓ પસાર કરવાનુ કહો છો; તમે ઘડી ભર પણ સમજી શકો છો કે આ ભાષાની કસોટીથી તમે અમારા ઉપર કેટલો ભારી બોજો નાંખો છો? તમે તેથી કેમ સંતોષ પામતા નથી તે અમે સમજી શકતા નથી; તમારી ભાષા ઘણી મુશ્કેલ છે છતાં તે શીખવાનો બોજો અમારી ઉપર નાંખીને તમને સંતોષ થતો નથી, પણ તમે આગળ વધીને અમને પરીક્ષા આપવાને તમારે દેશ જવાનું કહો છો; અમે અમારા દેશમાંજ તમારી પરીક્ષાઓની કસોટીમાંથી પાર ઉતરવાને બનતું કરીએ, અને અગ્રેજી યુવકોના બરોબરીઆ ગણાવાને લાયક ઠરીએ, તો પછી, અમે પૂછીએ છીએ, કે, "અમને સનદી નોકરીમાં શા માટે દાખલ નહિ કરો." કમીશનરોનો રીપોર્ટ કહે છે કે "તે બસ નથી, બીજી વાતોનો પણ વિચાર કરવાનો છે." હું તે ના પાડતો નથી, તમે કહો છો કે "અમારે માત્ર તમારી ભાષાજ શીખવાની નથી પણ અમારી પરીક્ષાઓ પસાર કરવાને વિલાયત જવાની જરૂર છે." વારુ, સાહેબ, આ વાત વ્યાજબી હોય કે નહિ, આ વ્યવસ્થા માનવ જાતીની ઉંચી અદાલતમાં ન્યાયી ઠરે કે નહિ પણ અમે તે સ્વીકારી છે–તે સામે

વાંધો ઉઠાવીને સ્વીકારી છે, અને અમે કહીએ છીએ કે જો તમે એમ ધારતા હો કે સરકારી નોકરીમાં દાખલ થવા ઇચ્છતા યુવકોને જોઇતો અનુભવ મેળવવાને માટે વિલાયતમાં રહેવાની જરૂર છે, તો અમે તેમને ત્યાં રાખીશું, પણ તેમને આ દેશમાંજ તેમની પરીક્ષાઓ પસાર કરવા દઈ, સનદી નોકરીમાં દાખલ થવાની ખાત્રી સાથેજ જવાદો. આ અમારો મુદ્દો છે. સાહેબ, કમીશને અમારે માથે આ ૨૨ મોટા પુસ્તકો ફેંક્યા છે, પણ તેથી વળ્યું શું? જો તમે અમને હિંદીવાનોને તક આપી હોત, તો અમે તમારી ભાષા શીખીને, થોડે ઘણે અંશે પણ શીખીને હરીફાઇ કરી શકતે—પણ કમીશને અમારા હક તપાસ્યા છે અને તેઓ તેમના ચુકાદામાં કહે છે કે "અમે દરવાજા ઉપર તાળાં પર તાળાં માર્યા છે, અમે પરીક્ષાને માટે ૨૨ ની ઉમર કમી કરીને ૧૭ ની ઉમર નક્કી કરી છે, કારણ કે ૧૭ ની ઉમર અમારા નિશાળ છોડી જતાં યુવકોને અનુકુળ છે, તમને અનુકૂળ નહિં હશે પણ અમને છે. અમે વધારે પણ કર્યું છે—અમે કહીએ છે કે પરીક્ષા પહેલાં ઉમેદવારે વિલાયતની જાહેર સ્કુલમાં ત્રણ વરસ રહેવું જોઇએ, અમે તેથી પણ વધારે કર્યું છે—અમે (પરીક્ષા માટેની) ભાષાઓમાંથી સંસ્કૃત, આરાબીક અને પર્શિયન કાઢી નાંખી છે. તમને સંતોષ નથી થતો? આને બદલે, મહારાણીના ઢંઢેરાને અગવડભર્યાં કાગળીયા તરીકે તદન બાજુએ મૂક્યો છે છતાં, અમે તમારી બધી તકો લઈ લીધી નથી, તેથી તમને સંતોષ નથી થતો? અમે તમને હિંદમાં હરીફાઈ કરવાને માટે ૭ જગ્યાઓ આપી છે, શું તમને તેથી સંતોષ નથી થતો?" હું તમને પૂછું છું, સાહેબ, હું સનદી નોકરીઓના પ્રતિનિધિઓ કે જેઓ મારી વિરૂદ્ધ છે, નહિ, હું તેમની માફી ચાહું છું, હું વિરૂદ્ધ નહિ, પણ મારી સામે બેઠા છે એમ કહીશ હું તેમને પૂછું છું કે અંગ્રેજ યુવકો માટે આવી વ્યવસ્થા સૂચવી હતો તો વિલાયતમાં કોઇ પણ અંગ્રેજ તે સ્વીકારે એમ આશા રાખી શકતે? પણ જે તેઓ તેમને પોતાને માટે સ્વીકારે નહિ, તે શું તેઓ અમારી હિંદમાં સ્વીકારવાની આશા રાખે છે? આ નેકબખ્ત કમીશન કે જેનો ખરચ કોણ જાણે કેટલા હજાર પાઉંડ થશે પણ જે, બેશક, તેના સભાસદોને ખેતાબો અપાવશે, તે કમીશનના રીપોર્ટમાંની આ તો માત્ર એકજ વાત છે. પણ આ વાત, આ એકજ વાતથી સાફ જણાતું નથી કે કમીશનરો એ જે કાર્ય કર્યું છે તે હિંદના લોકો સ્વીકારે તેમ નથી. તે તેમની સમજશક્તિને એક અપમાન બરાબર છે; તે તેમના હક્કોનો નકાર છે. જો અમને સાફ સાફ ભાષામાં કહેવામાં આવે કે "તમારે માટે સનદી નોકરી બંધ છે" તો અમે સમજી શકીએ. સાફ સાફ વાત અમે સમજી શકીએ પણ આ ઢોંગ, અમે

હું કહું છું આ હિંદની સમજ શક્તિને અપમાન છે. સાહેબ, આ કમીશનનો ઉપયોગ શું, હિંદમાં માત્ર સાત નોકરીઓ માટે પરીક્ષા લેવાય તે સારૂ આ પૈસા, આ શકિતનો વ્યય શું? અને આ સાત નોકરીને માટે પણ શું સરતો? આ સાત નોકરીઓ આપવાની છે પણ તે જાહેર ખુલ્લી હરીફાઇથી નહિ, પણ આપણી યુનીવર્સીટીની પસંદગી પ્રમાણે; વારૂ સાહેબ, આ પણ એક અમને દૂર કરવાનો પ્રયત્ન છે. હું આ વખતે આ સભામા કમીશનની ભલામણો વીષે ચર્ચા કરવા માગતો નથી, હું તો માત્ર એક મોટી ચેતવણી આપવા ઉભો થાઉં છુ અને તે એજ કે કમીશનનો રીપોર્ટ છોડી દેવોજ બ્હેતર છે. કારણ કે હવે સજોગો બીલકુલ બદલાઈ ગયા છે. લડાઇના બે વરસથી હિંદની સ્થિતિ લગભગ ૫૦ વરસ જેટલી આગળ વધી છે. આ કમીશન તો કાલક્રમ વિરોધ છે તેને પડતુ મૂકો તેથી હિંદ દીલગીર થશે નહિ. પણ જો હિંદની લાગણી તપાસ્યા વગર હિંદના લોકોને કમીશનની ભલામણો કેટલે સુધી સ્વીકારવા લાયક છે તે શોધી કાઢયા વગર, અને જે વર્ગને માટે આ કમીશન નીમવામા આવ્યુ હતુ, તે વર્ગને આ ભલામણો કેટલી નામજૂર છે તે જાણ્યા વગર તમે આ કમીશન ઉપર કામ લેશો, તો તમે એક મોટુ જોખમ ખેડશો, ખરે! તમે અસંતોષની વાત કરોછો, તમે બેદીલી વિષે બોલો છો, પણ એ અસંતોષ, એ બેદીલી વધે, મજબુત થાય એવા પલગા લો નહિ પ્રભુને ખાતર એવુ કાંઈ પણ કરો નહિં કે જેથી કરીને હાલના સજોગોમા હિંદી સરકારના ઈરાદા માટે જે કાંઈ શક છે તેથી પણ વધારે શક ઉભો થાય. કારણ કે, સાહેબ, હોમ રૂલ મળે કે નહિ, સંસ્થાનોના જેવુ સ્વરાજ્ય આવે કે નહિ, ૨૦ વરસમા આવે કે પચાસમા આવે, પણ અમને તો લાગશે, અમને હરરોજ લાગે છે કે, ભવિષ્યમા ગમે તે થાય, પણ જો તમે સનદી નોકરીમા હિંદીઓનોને વધારે સખ્યામા લઇને હિંદને દેશના રાજ્ય કારભારમા વધારે ભાગ આપશો તો બીજા સવાલો બાજૂએ મૂકતા, તમે તમારૂ રાજ્ય બધારણ હાલ છે તે કરતા વધારે રૂચિકર પ્રિય બનાવશો. માટે, સાહેબ, હુ ધારૂ છુ કે મારા માનવતા મિત્ર, પડીત માલવીયાએ જે વિનંતિ કરી છે કે આ સભાના સભાસદોનો અભિપ્રાય ખુલ્લા વાદવિવાદથી મેળવ્યા વગર તથા જાહેર પ્રજાનો મત જાણ્યા વગર આ કમીશનના રીપોર્ટ ઉપર કાંઈ પણ પગલા લેવા નહિ, તે અતિ મધ્યમ સરની છે.

કારણકે, સાહેબ, જો તમે આમ નહિં કરો, તો શુ થશે? કમીશન સનદી નોકરીના સભાસદોને વધારે પગાર, રજા અને પેનશનને માટે વધારે સગવડો, અને નોકરી ઉપર વધારે સત્તા આપે છે, પણ તે નોકરીમા દાખલ થનાર

હિંદીઓના ઉપર વધારે બંધનો નાંખે છે. શું તમેજ તમારા દાવાનો ન્યાય કરશો! તમે કરી શકો છો. તમે આબરૂદાર અને પ્રમાણિક છો, પણ પોતેજ પોતાના દાવાનો ન્યાય કરવાની કોણ હીમત કરી શકે? કોણ, અને સાહેબ, આ બાબત કે જેમાં વાંધો વ્યવહારૂ રીતે અમારી અને સનદી નોકરી વચ્ચેજ છે? જાહેર ટીકા, જાહેર ચર્ચાથી આ બાબત ઉપર જે અજવાળું પડી શકે તે વગર, તમનેજ તમારા દાવાનો ચુકાદો આપવાની ગંભીર સત્તા સોંપવામાં આવે તે વ્યાજબી છે? સાહેબ, મારાથી કાંઈ તપીને બોલાઈ ગયું હશે અને જો બોલાઈ ગયું હોય તો હું તે માટે આ સભાની અંતઃકરણ પૂર્વક માફી માગું છું. તે ઘણે અંશે તો આજે સવારના બનાવથી મને જે ક્ષોભ થયો હતો તેને લીધે હશે. પણ તે કદાચ આ કમીશન કે જેના તરફથી અમને ઘણી આશા હતી, તેની ભલામણથી અમને જે નાશીપાશી થઇ છે તેને લીધે પણ હોય. પણ તે બધુ બાજુએ મૂકી, નમમાંથી દૂર કાઢી, મને હિંદના એક નમ્ર વકતા તરીકે ગણી, હું વકીલ વગર ન્યાયની અદાલત આગળ હાજર થાઉં ત્યારે તમે મને જેટલી છુટ આપો, તેટલીજ છુટ આપો. મને માત્ર હિંદની કારોબારી સરકાર આગળ અરજ કરનાર શખ્સ તરીકે લેખો, હું આશા રાખું છું કે તમે મને એટલી છુટ આપશો, અને મારો પક્ષ રજૂ કરવામાં જે કાંઇ ખામીઓ હોય તે દરગુજર કરશો. મને આશા છે કે તમે મારા માનવંતા મિત્ર પંડીત મદનમોહન માલવીઆએ કરેલી અરજ ધ્યાનમાં રાખશો અને હું એટલુંજ કહીશ કે, તમે ગમે તે કરો, પણ તે કરતાં પહેલાં વિચાર કરો, અને દેશને તેના ચુંટી કાઢેલા પ્રતિનિધિઓ મારફતે પોતાનો મત દર્શાવવાની તક આપો.

